# જવાંમર્દ

[ ભાગ ૧ લો ]

લેખક

## જયભિખ્ખુ




ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય

ગાંધીરસ્તો : અમદાવાદ

# પ્રસ્તાવના

કુમારજીવનનાં સાહસોથી ભરેલી આ વાર્તા સહુ પ્રથમ 'વિદ્યાર્થી' સાપ્તાહિકમાં પ્રગટ થઈ હતી. આ વાર્તાએ વિદ્યાર્થી-ઓનો ચાહ મેળવતાં, પાછળથી પુસ્તક રૂપે એ પ્રગટ કરવામાં આવેલી.

છેલ્લા કેટલાક વખતથી પ્રથમ આવૃત્તિ બજારમાં નહોતી મળતી: ઘણે દિવસે એ 'કોટા સીસ્ટમના કપરા કાળમાં' પુનઃ પ્રગટ થાય છે. આશા છે કે વિદ્યાર્થીઓ ને કિશોરો એ જ ઉત્સાહથી એને વધાવશે.

ટૂંક સમયમાં આ વાર્તાનો ભાગ બીજો 'એક કદમ આગે'-ના નામે પુસ્તકાકારે પ્રગટ થશે.

—લેખક

# અનુક્રમણિકા



# અમે સાત જણા

## [૧]

ગૌરીશંકર માસ્તરની ધૂડી નિશાળથી લઈને સરકારી ગૂજરાતી શાળા સુધીના ઈતિહાસમાં અમારી સાત જણાની ટુકડી હતી. નિશાળમાં અમે સાત જણા એકલોહીઆ ને એકમતીઆ તરીકે પંકાતા હતા.

આ વાત વીશ વર્ષ પહેલાંની છે. વીશ વર્ષ બાદ આજે અમારી એ ટુકડીની યાદ પણ ગમગીન બનાવી નાખે છે ! વીશ વીશ વર્ષના લાંબા ગાળામાં અમારી આખી ટુકડીને માથે ન જાણે શું શું વીત્યું ? આજે એ સાત જણામાંના કેટલા હૈયાત છે, એની પણ પૂરી ખબર નથી !

અમારો સહુથી નાનો મિત્ર ચકોર, અમે સહુ એને ચકુ કહેતા. લુહારનો છોકરો હતો. બારેક વર્ષની ઉંમરે ગામમાં પ્લેગ આવ્યો. એ પ્લેગમાં બૂઢી માની સેવા કરતાં એને ચેપ લાગ્યો, પ્લેગ લાગુ પડયો અને આખરે એ મરી ગયો.

બીજો મિત્ર જમાલ. એ મુસલમાન ભિસ્તીનો છોકરો

હતો. ભણવામાં જરા ઢીલો પણ ખૂબ જ નીડર. પશુ-પક્ષીઓ વિષે એણે જ અમને રસ લેતા કર્યા. કેટલીક વાર એ ખિસકોલીઓ કે સસલાં ખિસ્સામાં નાંખીને લાવતો. વર્ગમાં એને લીધે ઠીક ઠીક રમૂજ ફેલાતી. અમે નાત-જાતનો ભેદ સમજતા નહોતા. જમાલ અને અમે સૌ એક સાથે ખાતા–પીતા. એના બાપની નોકરી પાછળથી છૂટી ગઈ. એ બિચારો કમાવા ક્યાંય પરદેશ નીકળી ગયો. જમાલ પણ સાથે જ ગયો. જમાલ જ્યારે અમારીથી જુદો પડયો ત્યારે અમે સહુ ધ્રૂસકે ધ્રૂસકે રોયેલા. જમાલે અનેક પ્રાણીઓ પાળ્યાં હતાં, એમાં એક નોળીઓ પણ હતો. એને સોનેરી રૂંવાટી હતી, અને આખો દહાડો પહેરણની બાંહ્યમાં કે ખભા પર બેસી ડાકલી વગાડતો જમાલનો એ ખાસ મિત્ર હતો, ને અમારો પણ થોડો ઘણો મિત્ર હતો. જતી વખતે યાદગીરી તરીકે જમાલ અમને ભેટ કરી ગયેલો. પણ ગરીબ બિચારું પ્રાણી! જમાલનો વિયોગ ન સહી શક્યું. થોડા દિવસે મરણ પામ્યું. આજે તો જમાલ ક્યાં છે; એ પણ અમે જાણતા નથી.

ચકોર અને જમાલ તો બહુ જલદી અમારાથી અલગ થઈ ગયેલા, પણ નવીન, સોરાબ અને નારણનો સાથ બહુ મોડો મોડો છૂટયો. નવીન ભણવામાં કુશળ હતો. વર્ગનો મોનીટર રહેતો. સ્વભાવનો ભોળો ને કંઈક શાંત; એટલે અમે એને નિશાળની બહાર 'બુદ્ધુ' કહી ચિડવતા. છતાં વર્ગમાં નવીન કદી અમને અન્યાય ન કરતો. અમારા અટકચાળાં ધ્યાનમાં રાખી કદી વેર લેવા પ્રયત્ન ન કરતો. આથી

છેવટે અમે અમારી ભૂલ સમજ્યા ને એ અમારો જિગરજાન દોસ્ત બન્યો. નવીનની સગી મા મરી ગઇ હતી. નવી મા સાથે એના બાપ ખાનદેશમાં રહેતા હતા. નવી મા જલદ સ્વભાવની હતી. નવીનને નવી મા સાથે બનતું નહોતું; એટલે અહીં એની બૂઢી દાદી પાસે રહેતો ને ભણતો. પણ ગૂજરાતી પાંચ પૂરી થતાં એની બૂઢી દાદી ગૂજરી ગઈ. નવીનને ખાનદેશમાં એના બાપ પાસે જવું પડયું. થોડા દિવસ સુધી તો એના કાગળપત્ર આવતા રહ્યા; પણ પછીથી એના કંઈ ખબરઅંતર ન મળ્યા.

સોરાબ અમારી નિશાળનો દાદો લેખાતો. રસ્તે જતા હરકોઈને ધમકાવવા, એની ટોપી ઉડાડી મૂકવી, એના ખમીસના હુક સાથે મરેલી ઢેઢગરોળી બાંધવી, એ એના નિત્યના ધંધા હતા. દરેકના ખાવામાંથી એ ભાગ પડાવતો. જે ભાગ ન આપે એને હરકોઈ બહાને ધમકાવતો—ટીપતો. ઘણા ખરા વિદ્યાર્થીઓ તો એ ભૂંડા દેવને નૈવેદ્ય ચઢાવીને જ ખાતા. આ સોરાબ સાથે એકવાર ગિલ્લીદંડો રમતાં દાવની બાબતમાં અમારે ઝગડો થયેલો. સોરાબે દાવ આપવાની ચોખ્ખી ના સૂણાવી એ તો ઠીક, પણ ઉપરથી બે ચાર ગાળો આપી; અને સાથે સાથે ચેલેંજ ફેંકી કે 'મર્દના બચ્ચા હો તો દાવ લો!'

અમે એની દાદાગીરી સામે મનમાં જલી રહ્યા હતા, પણ એ બૂરી બલાને કોણ છંછેડે? પણ જેની ઓળખાણ હવે પછી આપવાનો છું; એ અમારો દોસ્ત જગત સામે થયો ને સોરાબને સાબદો થવા પડકાર કર્યો.

યુદ્ધ માટે પોતાને કોઈ આવાહન આપે, એ સોરાબને મન માથાના ઘા સમાન હતું: એમાં એ પોતાની શક્તિનું અપમાન જોતો હતો. એણે હાથમાં રહેલા દાંડીઆનો જગત ઉપર છૂટો ઘા કર્યો. ઘા બરાબર જગતના લમણા પર આવ્યો. જગતના લમણામાંથી લોહીની ધાર છૂટી; પણ જગત તેની પરવા કરે તેવો નહોતો. એ શકરાબાજની જેમ કૂદ્યો ને સોરાબને એ હાથમાં ઝડપી લીધો. ક્યાં તંદુરસ્ત અને તગડો સોરાબ ને ક્યાં સીધો સોટા જેવો દુબળો–પાતળો જગત !

પણ તમને શું વાત કરું ? એ દહાડે જગતે કમાલ કરી. દિવસોથી બળી રહેલા અમારા મનને શાંત કર્યું. જોતજોતામાં સોરાબને ચારખાના ચિત્ત પછાડ્યો. છાતી પર ચઢી બેસી લોટની કણકની જેમ ગુંદી નાખ્યો. સોરાબે માફી માગી ત્યારે એ છાતી પરથી નીચે ઊતર્યો.

સોરાબ તો જીવ લઈને નાઠો. સીધો ગયો એના બાપ પાસે. એના બાપ પોલીસખાતાના વડા હતા. એમણે ઊલટો સોરાબને ઠપકો આપ્યો ને કહ્યું : "માર ખાઈને મારી પાસે શું મોં દેખાડવા આવ્યો છે ? મારા છોકરા આવા નામર્દ ન હોય."

સોરાબ શું બોલે ? પણ ત્યાં તો ખુદ જગત સોરાબની પાસે પહોંચ્યો. પોતાના હાથે સોરાબને વધુ વાગી તો નથી ગયું; એની તપાસ કરી. સાથે પોતે અપરાધી હોય તો વડીલ તરીકે શિક્ષા કરવા સોરાબના પિતાને વિનંતી પણ

કરી. સોરાબના પિતાએ બધી વાત સાંભળીને કહ્યું: "ખરે-ખર સોરાબ ગુનેગાર છે. પણ જગત, તેં મારા છોકરાને માર્યો માટે તને શિક્ષા તો કરીશ જ, અને તે શિક્ષા એ કે તારે સોરાબને મિત્ર બનાવવો."

પિતા ઠપકો આપે એ પહેલાં સોરાબ પોતાના મનને ઠપકો આપી રહ્યો હતો. એ જગતનો મિત્ર બન્યો; અને જગતનો મિત્ર તે અમારો મિત્ર! આ પછી તો સોરાબના બાપની બદલી સરહદ પર થઈ. સોરાબ પણ ગયો. આજે તો એ કોઈ પલટનનો લેફ્ટેનન્ટ બન્યો છે. હજીય તેના પત્રો અવારનવાર આવે છે.

અમારો પાંચમો મિત્ર નારણ. અમારા ગામના પૂજારી-જીનો દીકરો. પૂજારીજીને આંખે બહુ વહેલો ઝામરો ઊતર્યો: એટલે પૂજાની અને ભિક્ષાની અડચણ પડવા લાગી. આ કારણે તેમણે નારણને ચાર ચોપડી ભણાવી ઊતારી લીધો. આજે તો નારણ મોટો પુરોહિત બન્યો છે. ગામમાં ટીપણાં જુએ છે, બ્રહ્મભોજન જમે છે, લગ્ન કરાવે છે. કોઈની વરસી વળાવે છે તો કોઈનું સરાવે છે. કોઈને સ્વર્ગમાં વાસો કરાવવો હોય કે કોઈનાં પિતરને નરકમાં મોકલવાં એ એના હાથમાં. આખું ગામ એને હાથ જોડે. નારણનું નામ અમે 'ભૂદેવતા' પાડ્યું છે. આજે પણ શહેરની જિંદગીથી કંટાળી; દવાદારૂથી ત્રાસી કોઈવાર વતનમાં હવા ખાવા જઈએ છીએ ત્યારે અમારો 'ભૂદેવતા' અમારી ખૂબ સેવા–ચાકરી ઉઠાવે છે.

પણ આ બધાનો સાથ ગૂજરાતી નિશાળમાંથી જ

છૂટી ગયો. ગામડે ગામથી અંગ્રેજી ભણવા શહેરમાં બેજ જણા ગયા. હું અને જગત. જગત રજપૂતનો દીકરો હતો. એનો બાપ ખેતી કરતો હતો. અમારી મિત્રતા બહુ અનોખી રીતે બંધાયેલી.

એકવાર શનિવારની બપોરની છૂટીમાં અમે બધા નાહવા ગયેલા. મારા પિતાના મોટાભાઈ આફ્રિકા રહેતા હતા. એ થોડા દહાડાથી હવાબદલે ઘેર આવેલા. તેમની પાસે એક નાનું સુંદર ઘડિયાળ હતું. એના કાંટા રાતે પણ અંધારામાં ઝગમગે. એક નાનો કાંટો તો રખડેલ લાલચંદની જેમ આખો દહાડો દોડયા કર્યે. પણ દોડવુંય કેવું ? ગોળ ગોળ ઘાંચીના બળદની જેમ. થોડીવારમાં તો પાછા હતા ત્યાં ને ત્યાં ! મેં શોખથી એ પહેરવા માગેલું. પહેલાં તો તેઓએ આનાકાની કરી, પણ જ્યારે મેં બહુ વિનતી કરી ત્યારે જીવના સાટે જાળવવાની ચેતવણી સાથે મને આપ્યું. હું પણ જીવના સાટે જ એને જાળવતો અને આ કારણે, નદીએ નાહવા ગયો ત્યારે પણ તેને સાથે જ લેતો ગયેલો. ઘેર સૂનું મૂકું ને કોઈના હાથમાં પડે તો !

અમારા ગામથી નદી એક ગાઉ દૂર છે. રસ્તામાં વાંધાં કોતર ખૂબ આવે. બાવળ, જાંબુડાં ને આવળનાં વનનાં વન ! હાથીઆ થુવરની મોટી મોટી વાડો. ગાઢ ઝાડી પણ ઘણી. એકલદોકલ આદમીથી તો ખરે બપોરે ન નીકળાય ! માર્ગમાં બે ઊંડા કૂવા આવે. આ બેય કૂવામાં ગામની એક બામણી ને એક મોચણ ડૂબી મરેલી. લોકો વાત કરતાં કે બપોરે ત્યાં બેઠી બેઠી બન્ને જણી અનેક કૌતુક કરે છે.

કોક મોટે સાદે ગાય છે, તો વળી કોઈ અંદર ભૂસકા મારે છે. બધા અમને કહેતા કે એના મોં સામે જોવું, પણ એની પીઠ સામે ન જોવું. એ તો ચૂડેલું! પણ આવી વાતોથી જગત ન ડરતો. અરે, જીવતા માણસને તે વળી મડદાં શું કરતાં હતાં! એ તો મંછામામા એ ભૂત ને શંકાકાકી એ ડાકણ! આ નામનાં ગામમાં એક ઘરડાં બ્રાહ્મણ ધણિ-ધણિ-યાણી રહેતાં હતાં. આ કૂવાઓથી અડધા ગાઉ ઉપર નદીના કિનારે મડદાં બાળવાનું શ્મશાન હતું. ત્યાં કૂતરાં ને શિયાળ સદા લડયાં કરતાં. અમારો નાહવાનો ધરો ત્યાંથી ઓતરાદો હતો.

અમે નદીએ નાહી ધોઈને મોડી સાંજના પાછા ફર્યા. આરતીટાણે મંદિરમાં ભેગા થયા ત્યારે અંધારામાં ઝગમગતા કાંટા જોવા મેં પહેરણના ખિસ્સામાં હાથ નાખ્યો: પણ તરત જ મને ભાન આવ્યું કે મારું ઘડિયાળ તો નદીકિનારે પડી રહ્યું. નહાતી વખતે હાથમાંથી કાઢી નદી કિનારા પરના પીપળાની નીચે બખોલમાં મૂકેલું. નાહતાં નાહતાં મોડું થયું એટલે ઝટપટ કપડાં પહેરી ઘર તરફ પાછા ફરેલા. ઉતાવળમાં ઘડિયાળ લેવું વિસરી ગયા.

હવે શું થાય? મને મારા કાકાની ચેતવણી યાદ આવી. "જીવની પેઠે જાળવજે!" હવે મારું શું થશે? મને મારની તો બીક નહોતી; પણ મારા કાકાના મનમાં મારા વિષે ખોટો અભિપ્રાય બંધાય તેની જ શરમ આવી રહી હતી.

અંધારું ઝપાટાભેર થતું હતું.

❦

## જીવનો સોદો

### [૨]

**મારો** ચહેરો ઊતરી ગયો હતો. મારું મન રડું રડું થઇ રહ્યું હતું. કાલ સવારમાં મોટા કાકા ઘડિયાળ વિષે પૂછશે તો શું જવાબ દઈશ ? કદાચ ખોટો જવાબ દઈ આડુંઅવળું સમજાવી દઉં, પણ એ કેટલા દહાડા ચાલે ! વળી મારું મન આ રીતે વડીલોને છેતરવા સારૂ ના પાડતું હતું.

અંધારું થતું જતું હતું, ને રસ્તો વિકટ ને બીકાળો હતો. મેં મારા બધા મિત્રો સામે જોયું. મારી નજરમાં ઓશિયાળાપણું હતું. સહુ મારી ઉપર આવી પડેલા દુઃખ માટે હમદર્દી બતાવતા હતા જ, પણ એ દુઃખ કેમ દૂર થાય એનો ઉપાય કોઈની પાસે નહોતો.

રાત થઇ અને ધીરે ધીરે બધા વિખરાયા. લક્ષાધિપતિને પોતાની દોલત લૂંટાઇ જાય ને જેટલું દુઃખ ન થાય એટલું દુઃખ અત્યારે મને થતું હતું. કારણ એ હતું કે લક્ષાધિપતિ માણસને બધું ગુમાવવા છતાં એક જાતનો સંતોષ હોય છે, કે 'હશે; મારું હતું ને મેં ખોયું છે.'

પણ આ તો મારું નહોતું ને મેં ખોયું હતું. હું વિચારમાં ને વિચારમાં ઓટલા પર બેસી રહ્યો. મનમાં વિચાર એવો થતો હતો કે બસ, હવે ઠેઠ સુધી અહીં જ બેસી રહું. ન કોઇની પાસે જવું ને કરવું! મને મારા મિત્રો પર ઓછું આવી રહ્યું હતું!

આમ ને આમ લગભગ દશેક વાગ્યા હશે. મંદિરના દરવાજા પણ બંધ થઈ ગયા, ને ચોરા ઉપરના હનુમાન-જીનો દીવો પણ ઓલવાઇ ગયો. રસ્તા ઉપર અંધકાર પ્રસરી ગયો. અચાનક કોઇ મારા ખમીસની ચાળ ખેંચતું હોય તેમ લાગ્યું. ઘોર અંધારું હતું. પહેલાં તો મને સહેજ ડર લાગ્યો; પણ ધીરેથી હિંમતભેર પાછળ જોયું તો જગત ઊભો ઊભો હસતો હતો.

એણે ધીરેથી મારે ખભે હાથ મૂકતાં કહ્યું: "એમાં આટલી બધી ચિંતા શું કરે છે! ચાલ થા તૈયાર; જઇને ઝટ ઘડિયાળ લઇ આવીએ. કોઈ ને ખબર પણ નહીં પડે ને ઝટ લઈને પાછા આવી જઇશું."

"અત્યારે જઇને? જગત, ત્યાં તો શ્મશાન છે. વચ્ચે પેલા બે ગોઝારા કૂવા છે. અંધારી રાત છે. વળી જંગલી જાનવર મળે તો?" હું બોલતો હતો, સાથે સાથે ધ્રૂજતો હતો.

"નમાલો તેમાં. ભલે ત્યારે બેઠો બેઠો રોયા કર! તારાથી બીજું નહિ થાય. જીવતા આદમીને મરેલાં મડદાં ડરાવશે ત્યારે થઇ રહ્યું ને? મર્દ છે કે કોણ? વળી આપણે

બે છીએ. જાણુતો નથી કે એક જણ એટલે કંઇ નહી, અને બેજણ થયા એટલે બે એકડે અગિયાર જેટલું જોર કરી શકાય." જગત બોલતો હતો ને તેનો સીનો ફૂલતો હતો.

અહીં એક વાત જણાવવી મારે માટે જરૂરી છે. આ વાતચીત પરથી રખેને મને કોઈ કાયર માની લે! તમારે જાણી લેવું ઘટે કે નિશાળમાં હું પહેલા નંબરનો ખેલાડી હતો. હાઈજમ્પ ને લોંગ જમ્પમાં એવો કયો માડી જાયો છે, કે મને ટપી જાય! ક્રિકેટમાં તો એક્કો. પહેલાં-બીજાં ઇનામો પર તો મારો ઈજારો. દહાડે તમે કહો ત્યાં જઈ આવું; પણ રાતે બહાર નીકળતાં સહેજ ડર લાગે, તેમાં પણ નાનપણથી ભૂતપ્રેતની માન્યતા મનમાં જડ ઘાલી બેઠેલી. ચોર સામે લડી શકાય, ગમેતેવા જાનવર સામે ઝૂઝી શકાય, પણ આ માયાનાં અવતારોને કેમ વશ કરી શકાય? પણ જગતે મને ટોણો માર્યો એટલે હું એકદમ ખડો થઈ ગયો. એનો હાથ ઝાલી ખેંચવા લાગ્યો.

"અશોક, આપણે સાવધાનીથી ચાલવાનું છે. ઘેર ખબર પડે તો સવારે મેથીપાક મળે ને વધારામાં રાતના ફરવાની હમેશાંને માટે બંધી થઈ જાય. આજે ગામના નાકેથી તો જવાય એમ જ નથી. ચોરે કોઇ ઓળખીતું પાળખીતું બેઠું હોય તો મારા ને તારા ભોગ જ મળે."

અમે બન્ને વાંધાને આડે રસ્તે ઊપડયા જગત પોતાની સાથે બે લાકડીઓ લાવ્યો હતો. એક મેં લીધી ને બીજી જગતે લીધી. જગતની લાકડી કડિયાળી હતી. સાથે એની કમરમાં એક છરો ખોસેલો હતો.

રાતના લગભગ અગિયારેક વાગ્યા હશે. રાત્રીનો દેવતા પૃથ્વી પર છૂટે હાથે કાજળ ભૂંસી રહ્યો હતો. ઊંડાં ઊંડાં કોતરો અને વાંઘાંની વચ્ચેથી અમે કેવળ તારાઓની સહાયથી માર્ગ કાપી રહ્યા હતા. મધરાતનો શીતળ પવન શરૂ થયો હતો. વગડાઉ ફૂલોની સુગંધી નાકને મઘમઘાવી રહી હતી. શિયાળિયાં કે ઘોરખોદિયાં અમારા પગરવથી બાજુમાં લપાતાં છુપાતાં જોવાતાં હતાં.

જગત અને હું ચૂપચાપ ચાલ્યા જતા હતા. એ નક્કી વાત હતી કે અમારા બંનેના દિલમાં હિંમત હતી ને તેથીય વધુ રાતની દુનિયા જોવાનું કુતૂહલ હતું. દિવસની દુનિયા કરતાં રાતની દુનિયા ઓર જ લાગતી હતી. આટલી શાન્ત, આટલી મીઠી, આટલી ગંભીર ઘડીઓ મેં જિંદગીમાં વીતાવી નહોતી. જગત માટે આ બનાવ નવો નહોતો. એ ઘણીવાર એના બાપ સાથે ખેતરમાંથી મોડા મોડા ઘેર આવતો, પણ મારે તો આ બધું નવીન હતું.

અમે હવે નદીના રેતાળ પટ પર આવી પહોંચ્યા હતા. અચાનક એક છીંકોટો સંભળાયો. જગત ઊભો રહી ગયો ને એણે મારો હાથ ઝાલ્યો. આકાશના તારાઓનો ઝાંખો પ્રકાશ ચોતરફ પડતો હતો.

કાળી મેશના જેવું, ઠીંચકા ને જાડા માણસના આકારનું કંઈક વેગથી ચાલ્યું જતું જોવાયું.

મેં જગતનો હાથ દાબ્યો.

"જો જગત, ભૂત લાગે છે. જરા થોભી જા!"

જગત મારા પર સહેજ ચિડાયેલો લાગ્યો. એણે જરા ધીરા પણ તીખા અવાજમાં કહ્યું: "તને બધે ભૂત જ દેખાય છે. જો સાચેસાચ ભૂત હોય તો હું એકવાર નહિ, સાતવાર દોડીને એની કોટે બાઝી જાઉં. પણ મને આ કોઈ જંગલી જાનવર લાગે છે."

રેતીનો પટ જ્યાં શરૂ થતો હતો ને કોતરનો છેલ્લો ખૂણો આવતો હતો ત્યાં અમે ઊભા હતા. પેલો કાળો આકાર દૂર જતો દેખાયો; ને અમે છૂટકારાનો શ્વાસ લીધો. પણ અમારા કમનસીબે થોડીવારમાં એ પાછો ફરતો જોવાયો. કેવળ દિવસનો પ્રકાશ અને દીવાઓનું તેજ જોવા ટેવાયેલી આંખો રાતની મુસાફરીમાં નકામી નીવડે છે. મારી આંખે કાળો આકાર જોવાતો હતો, પણ જગતે તો બધું સ્પષ્ટ પરખી લીધું હતું.

"અશોક, એ ભૂત નહિ, પણ રીંછ છે. મહુડાંની ઋતુ છે. ભાઈસાહેબ મહુડાં જમીને ઝૂમતા લાગે છે. રીંછને મહુડાં બહુ ભાવે છે. અકરાંતીઆની જેમ ખાય છે ને પછી ચઢે છે ઘેન. પણ એવે વખતે એને છંછેડવું સારું નહિ હો." જગત અનુભવની વાત કહેતો હતો.

અમે બન્ને તાકીને પેલા આકાર તરફ જોઈ રહ્યા. મારા મનમાં તો એમ જ થતું હતું કે ભૂત રીંછ બનીને આવ્યું. પણ મારી વાત સાંભળતાં જ જગત ઊછળી પડ્યો ને વળી બીજી ચોપડાવી:

"ઘરબીબી જેવા તમે, બધામાં ભૂત જ ભાળો છો. મેં તો જંગલે જંગલ ખૂંદ્યાં ને કોઈ દહાડો તમારું સગલું ભૂત ન ભાળ્યું! પણ સાવધાન! જો રીંછ આપણી તરફ આવી રહ્યું છે."

જગતની વાત બરાબર હતી. રીંછભાઈ અમારા કોતર તરફ જ શુભ પગલાં પાડતા આવી રહ્યા હતા. હવે શું થાય? જગતના ઠપકાએ મારા દૈવતને જાગ્રત કર્યું હતું. શું જગત જ બહાદુરીનો અવતાર છે, ને હું નમાલો છું! મારી નસોમાં લોહી વેગથી ફરવા લાગ્યું. જગત કહે તો અત્યારે સાપના રાફડામાં હાથ ઘાલી કાળવિષ નાગની ડોકી પકડી લેવા તૈયાર હતો.

"અશોક, રીંછભાઇ છે મદમાં. અત્યારે સામા પગલે જવામાં સાર નહિ. ધીરેથી પેલા ઝાડ પર ચઢી જઇએ."

અમે બન્ને કોતરની કિનારી ઉપર ઊગેલ ઝાડ પર ધીરેથી ચઢી ગયા. ઉપલી ડાળે હું બેઠો ને નીચલી ડાળે જગત બેઠો. ત્યાં બેઠા બેઠા અમે રીંછભાઈ પસાર થઈ જાય એની રાહ જોવા લાગ્યા. રીંછભાઈ ઝૂમતા ઝૂમતા ઠેઠ અમારા ઝાડની નજીક આવી પહોંચ્યા. થોડીવાર બરાબર અમારા ઝાડ નીચે બેઠા ને બે પગથી મોઢું ખંજવાળ્યું.

એક વાતનું મને આ વખતે અચાનક જ્ઞાન થયું. રાત વખતે બહાર નીકળનારે કદી સફેદ કપડાં ન પહેરવાં. મેં નવી કડકડતી બંડી પહેરી હતી ને મારો પાયજામો બપોરે

જ ખૂબ ધોઈને સાફ કરેલો હતો. અંધારી દુનિયામાં હું જુદો તરી આવતો હતો.

હું તો રીંછભાઈની કૂચ ક્યારે આગળ ધપે એની જ માળા જપતો હતો; પણ ન જાણે આજ સવારે કોનું મોઢું જોઇને ઊઠચો હઇશ, કે જ્યાં જુઓ ત્યાં બધી વાત વિપરીત.

વળી રીંછ ફરતું-ફરતું બરાબર અમારા ઝાડ નીચે આવી ઊભું રહી ગયું. ફરીથી આગળના બે પગોથી એક-વાર મોંને ખંજવાળ્યું ને પછી નીચે પગ રાખી અમારા ઝાડ પર જ ચઢવા લાગ્યું. અરે આ શું ? શું એને કોઈ કાનમાં કહી આવ્યું હશે કે પેલા ઝાડ પર જગત ને અશોક બેઠા છે, માટે ઝટ જા, ને ચટણી કરી આવ. ખરે-ખર એ તો ધીરે ધીરે ઉપર આવવા લાગ્યું હતું.

મારી આંખોમાં સહેજ ઝળઝળાં જેવું થયું; પણ જગત એકદમ એક ડાળી ઉપર ઊભો થઈ ગયો. એણે કડિયાળી ડાંગ હાથમાં તોળી લીધી. મેં પણ જગતનું અનુ-કરણ કર્યું; પણ જગત નીચલી ડાળે હતો; એટલે પહેલો મુકાબલો એને જ કરવાનો હતો.

રીંછ લગભગ થડની ઉપર આવી પહોંચતાં એની નજર બાજુમાં ઊભેલા જગત પર ગઈ. ક્ષણવારમાં એની આંખમાં ઝનૂન ઊભરાયું. એણે એક જબરો છીંકોટો નાખ્યો. આ છીંકોટો ભલભલાને ધ્રુજાવી મૂકે તેવો હતો પણ જગત બરાબર સ્વસ્થ ઊભો હતો.

રીંછ જગત પર તલપ્યું. પણ એવો જ સામે જગતે કડિયાળી ડાંગનો સપાટો બરાબર લમણા પર ફટકાર્યો. રીંછ ઝાડ પરથી લપસી પડયું ને ઊછળીને નીચે રસ્તા ઉપર જઈ પડયું.

પણ સાથે જ બીજો અકસ્માત થયો. જગત ઊભો હતો એ ડાળ જગતના જોરથી હાલી ઊઠી ને મોટા કડેડાટ સાથે તૂટી પડી.

નીચે ડાળ અને ઉપર જગત. બન્ને નીચે પડયાં. મારી સ્થિતિ તો 'હવેલી લેતાં ગુજરાત ખોઈ' જેવી થઇ. એક ઘડિયાળ માટે આ જીવનું સાટું. મને મારી મૂર્ખતા પર પસ્તાવો થવા લાગ્યો.

પણ ત્યાં તો ફરી રીંછનો છીંકોટો સંભળાયો. એ રાની પશુ પોતાના હરીફને નષ્ટભ્રષ્ટ કરવા ચારપગે તૈયાર થયું હતું. તારાના જેવી એની આંખોમાં ખૂની આતશ હતો. એના નહોર ચીરી નાખવાના જોમમાં ખડા થયા હતા. રીંછ ઉછળીને જગત પર ધસતું જોવાયું.

કટોકટીની પળ આવી ઊભી રહી. એક તરફ બેફામ જગત ને બીજી તરફ ઉશ્કેરાયેલ નશાબાજ ખૂની રીંછ. હવે શું કરવું ?

## એ છોકરાંના ખેલ નહિ!

## [ ૩ ]

એક તરફ બેફામ પડેલો જગત અને બીજી તરફ છંછેડાયેલું ઝનૂની રીંછ. ગુસ્સામાં એના રાક્ષસી દાંતો ઝીણા ઝીણા કચડાતા હતા, મારીને મસળી નાખું એવા ઝનૂનથી રીંછે ફરી ભયંકર છીંકોટો નાખ્યો. શિકાર પર તૂટી પડતી વેળાનો જંગલી જાનવરનો છીંકોટો ભલભલા શિકારીના રામ રમાડી દે તો પછી અમે કોણ! બે કોતરોએ સામસામે એ છીંકોટાનો પડઘો પાડયો.

રીંછ પાછલા બે પગે ઊછળ્યું ને જગત તરફ ધસ્યું. એના રાક્ષસી દાંતો ને તીણા નહોર ક્ષણભરમાં જગતની ભરાવદાર ગરદનને છૂંદી નાંખે તેમ હતા. એક અજબ કંપારી મારા શરીરને ધ્રુજાવતી નીકળી ગઈ.

હું ઝાડ પર સહીસલામત હતો. રીંછ ફરીથી ઝાડ પર ચઢવાની હિંમત કરે એ શક્ય નહોતું. જગતની કડિયાળી ડાંગે એના કપાળને લોહીલુહાણ કરી નાખ્યું હતું. જંગલી જાનવરની એ ખાસિયત હોય છે કે એકવાર જ્યાં ઠગાયું કે

ધવાયું ત્યાં ફરી ન આવે. પણ એથી જગતનું શું ? જો હું જગતની મદદે ન જાઉં તો આજે એનાં સોએ સો વર્ષ પૂરાં હતાં. અને જો એમ થાય તો એકવાર વફાદાર મિત્રને, પોતાની ખાતર મોતને ઘાટ ઉતારી પછી હું ક્યા મોંએ દુનિયામાં જીવતો રહું ?

જગત મર્યો તો મારે મરવું જ રહ્યું. એ વાતમાં હૃદય કોઈ પણ દલીલ સ્વીકારે તેમ નહોતું. ખૂનને બદલે ખૂન. મોતને બદલે મોત. અને જો આમ જ છે, તો પછી શા માટે જગતના બચાવ અર્થે ન મરવું ? કદાચ એનો બચાવ ન પણ થઈ શકે; તો સાથોસાથ, પડખોપડખ મોતની મજા કાં ન માણવી ?

તમે આ વાત કદાચ નહિ માનો ! અલબત્ત એક આદમી અણીની પળે આટલા લાંબા વિચારો કરી શકે એ, અનુભવ વગર ન માની શકાય તેવી વાત પણ છે. દુનિયામાં જેને વીતી હોય એ જ જાણે. આવી જ પળે મનનો વેગ ને વિચારની ગતિ આપણે માપી શકીએ છીએ, કે એ કેટલી ઝડપી છે.

મારો આખરી નિર્ણય થઈ ગયો. જગત ઉપર કૂદવા જતા રીંછ ઉપર જ ઝાડ પરથી હું કૂદ્યો. મેં બજરંગ બલિને સ્મર્યા. અભિમન્યુને યાદ કર્યો. ઘટોત્કચને નજર સામે રાખ્યો. મોત તો હતું જ, પછી મર્દાનગી માણીને શા માટે ન મરવું ? મને લાગે છે કે મારું શરીર એ વેળા બે ફીટ વધુ લાંબું થઈ ગયું હશે. મારા હાથ લોઢાના

બની ગયા હશે ને મારા અંગપ્રત્યંગોને પવનપાવડીનો વેગ મળ્યો હશે.

બરાબર રીંછ પર તો ન કૂદી શકયો; પણ મારો હેતુ સફળ થયો. રીંછ જગતને છોડી મારા પર ધસ્યું. મેં બીજી જ ક્ષણે ટટ્ટાર થઈ રીંછ ઉપર લાકડીનો જબરો સપાટો લગાવ્યો. રીંછ જમીન પર લાંબું થઈ ગયું.

ઘોર અંધારું હતું. કેવળ તારાઓના ઝાંખા પ્રકાશના આધારે બધી બાજી ખેલવાની હતી. રીંછ એવી રીતે પડયું હતું કે પાકો ખ્યાલ આવી ગયો કે એ રામશરણ પહોંચ્યું. હું છુટકારાનો દમ ખેંચવા લાગ્યો. જગત હજી બેફામ પડયો હતો. ઝાડ ઉપરથી ઊંધા માથે પડેલ હોવાથી બરાબર ખોપરી પર ઘા થયો હતો. હું ધીરેથી જગત તરફ ફર્યો, પણ આ શું ? પાછળથી એકદમ મને કોઇ બાઝી પડયું. નક્કી ભૂત જ હશે. મારા ભૂત–પ્રેતની માન્યતાવાળા મનમાં એક આછો ખ્યાલ આવી ગયો, પણ બીજી જ પળે મહૂડાંની ગંધ નાકમાં ભરાઈ આવી.

“ અરે, એ જ શેતાન રીંછ ! ” મારાથી બૂમ પડી ગઇ.

લાકડી વપરાય એવી સ્થિતિ નહોતી. મેં લાકડી છોડી દીધી. મરણીઓ થઈ એને બાઝી પડયો. ખૂબ બાથંબાથા ચાલી. હું મરણીઓ થઈને સામનો કરી રહ્યો હતો. રીંછ પણ આખરી ઝનૂન પર હતું. એ લાગ મળે કે કોઈ પણ જગાએ બચકું ભરવા મથતું. ખૂબ મહેનત બાદ મેં એના ગળા આસપાસ ભરડો દીધો, પણ એમ કરવામાં

એના પગ છૂટા થઈ ગયા. એણે મારી કમર પર નહોર ભેરવ્યા.

એક તરફ રીંછનું દબાતું ગળું ને બીજી તરફ મારી કમરમાં ભોંકાતા નહોર. છેલ્લી રસાકસી હતી. જે ફાવ્યો એ જીવ્યો. પણ મારો ભગવાન જ પાંસરો હશે, (રીંછનો નહિ!) કે જગત ફૂમકે આવી પહોંચ્યો! એની કડિયાળી ડાંગે રીંછના પાછલા બે પગ ખેડવી નાખ્યા. રીંછ ઢીલું પડયું. ધમાધમીમાં મારાથી પણ એનું ગળું છૂટી ગયું, પણ હરકત નહિ.

જગતની કડિયાળી ડાંગ બીજી વાર તૈયાર જ હતી. એણે બીજો ફટકો લગાવ્યો. હું પણ ધીરેથી સરકયો ને મારી લાકડી લઈ સાબદો થઈ ગયો.

"લુચ્ચા, માટી થજે!"

અમે લાકડીઓનો વરસાદ વરસાવી નાખ્યો. રીંછે આખરી વ્યૂહ લેવા માંડયા. અખાડામાં શિક્ષકે લાકડીઓ ફેરવતાં શીખવ્યું હતું; પણ આવું સક્રિય શિક્ષણ આજે જ મળ્યું. ખૂબ ખૂબ ઘાયલ થયેલું રીંછ આખરે ઢળી પડયું. એ ખંધું પ્રાણી થોડીવાર તરફડીને શાન્ત ન થઇ જાય ત્યાં સુધી અમે સાવધાનીથી બાજુમાં ઊભા રહ્યા.

પણ હવે અમને ચક્કર આવતા હતા. ઊભા રહેવાતું નહોતું. અમે બન્ને એકબીજાના હાથ પકડી બેસી ગયા. આ પછી અમે ઊંઘી ગયા કે બેભાન બની ગયા એની કશી ખબર નથી, પણ જાગ્યા ત્યારે અંધારિયાની દશમનો

નાનકડો ચંદ્ર દૂર દૂર આકાશમાં ઊગતો હતો. પવનમાં વિશેષ ઠંડી હતી.

અમે અનુમાન કર્યું કે ત્રણ વાગી ગયા.

"જગત, ચાલ હવે ધીરે ધીરે ઘર ભેગા થઇ જઇએ."

"અને ઘડિયાળ?" જગતે પ્રશ્ન કર્યો.

"છોડ એ અપશુકનિયાળનું નામ. કાકાને હું ચોખ્ખું કહી દઈશ કે ખોવાઈ ગઈ. ઠપકો દેવો હશે તો ભલે દઈ દે! મારવો હોય તો મારી નાંખે!"

"પાગલ!" જગત હસ્યો. "તો પછી આટલું જોખમ શા માટે ખેડ્યું? હવે તો ઘડિયાળ લીધા વિના પાછા ન જ ફરાય. તારે ન આવવું હોય તો બેસ, હું અબઘડી લઈને આવી પહોંચું છું."

જગત ઊભો થયો. જગતને જતો જોઈ રહું એવો તો હું નહોતો. મેં પણ સાથે જ ચાલવા માંડ્યું. અમે કપડાં ઠીકઠાક કર્યાં. મારી બંડી ફાટી ગઈ હતી. જગતને પણ આખા શરીરે ઉઝરડા હતા, છતાં કશાની દરકાર કર્યા વગર અમે ચાલ્યા. અત્યારે એમ ભાસતું હતું કે દુનિયાનો કોઈ પણ જીવ અમને હરાવી શકે તેમ નથી. વિજયનો મદ એવો જ હોય છે.

નદીના કિનારે જઈ પીપળાની બખોલ તપાસી જોઈ, ઘડિયાળ જેવું મૂક્યું હતું તેવું પડ્યું હતું. બિચારું શાન્તિથી, પોતાનું કામ કરતું, કટકટ કરી રહ્યું હતું. મેં ચંદ્રના

ઓંખા અજવાળામાં એનાં મુખદર્શન કર્યાં.

બરાબર ત્રણ ને પિસ્તાલીસ મિનિટ.

ઘેર મા દુઝણાંની સંભાળ લેવા ઊઠે એ પહેલાં પહોંચી જવું જ જોઈએ. અમે નદીકિનારે બેસી ઝટપટ હાથ–મોં ધોઈ નાંખ્યાં. આખા શરીર પર લોહીના ડાઘા હતા, એ પણ સાફ કરી નાંખ્યા. અમારી બંડીઓ પણ ધોઈ નાખી ને લાકડી પર ફરફરતી ભરાવી, જાણે અમારી વિજયપતાકા ઉડાડતા હોઈએ તેમ પાછા વળ્યા.

પેલી યુદ્ધભૂમિ આવતાં જગતે ઝાડ પર નજર નાંખી. ચંદ્રના પ્રકાશમાં ઊંચી ડાળે કંઈક માખીઓ જેવું ઊડતું હતું. બરાબર ધ્યાનપૂર્વક જોઇને જગત બોલી ઊઠયોઃ

"અશોક, રીંછ આ ઝાડ ઉપર જ કેમ ચઢયું એનું કારણ તું જાણે છે?"

"ના, ના, હું એજ વિચારી રહ્યો હતો. ન જાણ ન પિછાન! આપણે અને એને કંઈ સગપણ નહોતું. છતાં આપણે બેઠા હતા એ ઝાડ જ કેમ પસંદ કર્યું?"

"એનું કારણ મેં શોધી કાઢયું છે. જરા ઝાડની ઊંચી ડાળી તરફ નજર કર! મધપૂડા જેવું કંઈ દેખાય છે? આ રાવસાહેબ મધના શોખીન હોય છે. રોજ અહીં સ્વાદ લેવા આવતા હશે."

"માખીઓ એને હેરાન ન કરે? આ માખીઓના ડંખ તો બહુ કાતિલ હોય છે. જો એક સામટો હલ્લો

કરે તો ભલભલા આદમીને ફોલીને મારી નાખે." મેં મધમાખ વિષેનું મારું જ્ઞાન સ્પષ્ટ કર્યું.

"એ વાત સાચી. પણ આને તો એ વાતનો લેશ પણ ડર નહિ. શરીર પર ખૂબ વાળ હોય એટલે માખી ડંખ પણ ન મારી શકે. આપણા ગામનો બેરીઓ વાઘરી પણ વાળનો કામળો ઓઢી આખા ને આખા મધપુડા ઉપાડી લાવે છે એ તેં નથી જોયો ? આને ભગવાને જ કામળાની ગરજ સારે તેવા વાળ આપ્યા છે."

વધુ ચર્ચા કરવાનો વખત નહોતો. હરણી રાશવા ઊંચી હતી. અમે જલદી પગ ઉપાડયા. શરીરમાં જાણે ખૂબ ચેતન ન આવ્યું હોય ! જઈને ચૂપચાપ પરશાળમાં પડેલા ખાટલા પર ઊંઘી ગયા.

ઊંઘ ખૂબ ઘેરી વળી હતી. ત્યાં તો અમારા 'ભૂદેવતા' નારણે અમને ઢંઢોળ્યા.

"અલ્યા ઊંઘણશીઓ ! કયાં સુધી ઊંઘશો. અમે પેલા ગોઝારા કૂવે જઈએ છીએ. શેરસિંહ ફોજદારે એક રીંછ માર્યું છે. જોવું હોય તો ચાલ !"

શેરસિંહ ફોજદારને વળી રીંછ કયાંથી મળ્યું ? રીંછની વસ્તી તે શું વધી પડી ? પણ રીંછનું વસતિપત્રક હજી બનેલું નહિ, એટલે વધુ વિવાદ છોડી અમે રીંછ કયાં માર્યું, કેમ માર્યું વગેરે ઠામઠેકાણું અડધી મીંચેલી આંખે પૂછી જોયું. અમને તરત જ ખાત્રી થઈ ગઈ કે નક્કી આપણે મારેલું રીંછ જ શેરસિંહ ફોજદારે ફરી માર્યું.

"અરે, નારણ ! ફોજદારે સાહેબે મરેલા રીંછને

માર્યું કે જીવતાને ?"

"મરેલાને મારવામાં શી મહોઇ ? તમે એ ગાંડા થયા લાગો છો. આખું ગામ જોવા જાય છે. હું તો આ ચાલ્યો." નારણ પોતાના બીજા મિત્રો જોડે ચાલ્યો ગયો.

બપોરે શેરસિંહ બાપુ ગામ વચ્ચે ચોરે બેસી મૂછોને વળ ચઢાવતા કહેતા હતા,

"સવારે પાસેના ગામથી આવતો હતો ને આડભેટે એ મળ્યું. જોતજોતામાં એના રામ રમાડી દીધા. ભાઇ, આવા જબરા રીંછને મારવું એ કંઇ છોકરાંના ખેલ નથી."

ખરેખર, વાત સાચી હતી. છોકરાંના અને તેમાં પણ અમારા જેવાં પંદર વર્ષના છોકરાના ખેલ તો નહિ જ. એ વાત તો અમે પણ કબૂલ કરી જ. પણ બાપુના પરાક્રમનો ભેદ માબાપની શિક્ષાના ભયે અમે ન ભાંગ્યો.

અમારું શરીર દુઃખી રહ્યું હતું. અમે ફરીથી આરામ લેવા આડા થયા.

બાપુએ તો એ રીંછને વાઘરીઓ પાસે ખેંચી મંગાવેલું; અને ચામડીઆઓ પાસે એને સાફ કરાવી મસાલો ભરી હજી સુધી ચોરામાં રાખી મૂક્યું છે.

હું ને જગત ત્યાંથી નીકળીએ છીએ, ત્યારે એક બીજા સામે જોઇને, શેરસિંહ બાપુની છટાથી પરસ્પર કહીએ છીએ: 'અલ્યા, આવા જબરા રીંછને મારવું એ કંઈ છોકરાંના ખેલ નહીં.' અને પછી એકદમ ખડખડાટ હસી પડીએ છીએ. એ વખતે તો અમારા ખડખડાટ હસવાનો અર્થ કોઈ ન સમજતું. પણ આજે તો સહુ સમજે છે.

## ડોસાકાકા

## [૪]

**અમારી** આ કથા લાંબી છે. જ્ઞાન અને સંસ્કાર મેળવવા માટે; અભ્યાસ, અનુભવ અને અવલોકન માટે કરેલા સફળ–નિષ્ફળ રઝળપાટોની ખરેખરી કથા અમારી યુવાનવયે આરંભાય છે; પણ એ પહેલાં અમારી નિશાળમાં કરેલાં તોફાનોની પરંપરામાંથી એક ઘટના હું અહીં રજૂ કરવા માગું છું.

જેઓ ગામડાના રહેવાશી હશે, અથવા જેઓને અમુક સમય ગામડામાં રહેવાનું બન્યું હશે; તેઓ સાતનારીના નામથી જાણીતા હશે જ. રખે કોઈ એમ ન માની લે કે હું સાતનારી વિષે અહીં કંઈ કહેવાનો છું. કેવલ એ પ્રાણીનો પરિચય અમારી મંડળીની ખાસિયતો બતાવવા પૂરતો જ આપવા ઇચ્છું છું.

સાતનારીનો અર્થ એ કે નાર નામના સાત પ્રાણીનો સમુદાય. નાર જેણે જોયું હશે એ જાણતા જ હશે કે એ કેવું ડરપોક ને ભીરુ હોય છે. સામાન્ય સોંકારું શીંગડાં ઉગામી સામે થઇ જાય તો, ભાઇ રફુચક્કર થઇ જાય. પણ

જો સાત નાર ભેગા મળ્યા તો એવી બાજી ગોઠવે કે ભલભલા હીપડાબહાદુરોને પણ આંતરી પાડે. જંગલના કૂનેહબાજ પ્રાણીમાં બિચારા શિયાળની તો મથરાવટી મેલી થઈ ગઈ, બાકી લુચ્ચાઈમાં નારનો નંબર પહેલો.

આ સાતનારીની જેમ આખા ગામમાં અમે સાત જણા સાતનારને નામે ઓળખાતા. અમારી છાપ પણ એવી જ. જો અમે નિશ્ચય કર્યો હોય તો ભલભલાનું ભેડું પાડી દઈએ.

અમારા પરાક્રમની એક જ કથા અહીં આપું છું. અમારા ગામની ભાગોળે એક ઈંટોનું મકાન હતું. આ મકાન છેક છેવાડે આવેલું હોવાથી ને ચોમાસાનાં પાણી એની દિવાલે ઘસાઈને જતાં હોવાથી એની પછીતે દિવાલ ઉપરાંત એક ચઢ–ઊતરવાળું ભેડું પણ ચણેલું હતું. આ ભેડું લગભગ માથોડા જેટલું ઊંચું હશે. એની નીચે સુંદર મજાની વેકૂળ બિછાવેલી હતી. ભેડા પરથી ધીરે ધીરે ચૂનો ઊખડી જવાથી અને ફરીથી નવો ન લાગવાથી ઈંટો બહાર દેખાતી હતી. આ ઈંટોની નિસરણી બનાવી અમે ભેડા પર ચઢતા અને ત્યાંથી નીચેની વેકૂરમાં ધૂબકા મારતા.

ધૂબકા મારવા એ અમારો પ્રિય વ્યવસાય હતો. અને સહેજ મોટા થયા ત્યારે પણ અમારા નાનાભાઈઓને લઈને અમે ત્યાં જતા. છતાં આ રમતના રંગમાં અમારી સામે એક મોટો ભય સદા ખડો રહેતો, અને તે આ મકાનના માલિકનો.

આ મકાનનો માલિક મૂળ રજપૂત હતો; અને પોતાની

પહેલી અવસ્થામાં ઈ. સ. ૧૯૧૪ ના મહાયુદ્ધમાં જઈ આવેલો. એ યુદ્ધની કેટલીય રસભરી વાતો અમને સંભળાવતો. અમે એને ડોસાકાકા કહેતા. ડોસાકાકા પહેલેથી જ અફીણના બંધાણી હતા; ને વારપરબે છાંટો દારુ લેવાની આદતવાળા પણ હતા. પછીની ઉંમરમાં બૈરાં છોકરાં ગૂજરી જતાં દારૂ પીવાની લતે ચઢેલા. મિજાજ તો પહેલેથી છંછેડાયેલા નાગ જેવો! વિફર્યો એટલે કોઈનો નહિ. છોકરું હોય તો છોકરું ને બૈરું હોય તો બૈરું; ઢીબી નાખે પાર!

જંગલમાંથી લાકડાના ભારા કે ઘાસના પૂળા કાપીને લાવતી કઠિયારણો કે ખેડૂત સ્ત્રીઓ એ પછીતે જરા વિરામ લેતી તો કાકો ચડભડી ઊઠતો. જેમ આવે તેમ ગાળો બકતો. અમારામાંના કોઈ હાથમાં આવી જતા તો ઝટ લઈને લપડાક ચઢાવી દેતો! કેટલીય વાર આવી રીતની પ્રસાદી અમે ચાખી ગયેલા.

આમ તો અમે બધા બળુકા ગણાઈએ, પણ એ તો અમારા નિશાળિયાઓમાં. સોરાબ 'દાદો' ગણાતો પણ અમારી ટુકડીમાં. જગત બળિયો હતો, પણ અમારામાં. એ કાકાને ઝટ પહોંચી શકાય એવું નહોતું. ધીરે ધીરે કાકાનો ત્રાસ વધતો ચાલ્યો. એકવાર મારી નાની બેનને બહુ ભૂંડી રીતે મારી. ગઈ કાલે બે છોકરાને પણ એણે એવા મારેલા કે મૂર્છિત થઈ પડેલા. ઘેરથી પણ એને કોણ ઠપકો આપવા જાય! એ ઝઘડાના ઘરને કોણ બોલાવે? વાતવાતમાં તલવાર ખેંચવાની ને માથું ઉડાવી દેવાની

ધમકી આપે. એ કહેઃ 'અરે, અમે ખૂન કરીએ તોય સરકાર માફ કરે!' આખરે અમારી ટુકડી આ વાત પર વિચાર ચલાવવા મળી. અમે ખૂબ ચર્ચા પછી એ કાકાને બળને બદલે કળથી નમાવવાનો ઇરાદો કર્યો.

અમારી સાત જણાની ટુકડીએ આ માટે નિર્ણય કર્યો કે પહેલાં તો કાકાને આ ઘરમાંથી ભગાડવો. એટલે આપણુ બધાને રમવાની નિશ્ચિંતતા થાય. તે પછી કાકાને ધીરે ધીરે આપણો વિશેષ પરચો બતાવવો.

નારણે કહ્યું કે, ભાઈઓ; લોકો કહે છે, કે છોકરાંથી છાશ ન પીવાય. પણ છોકરાં જેવું કરે છે, એવું કોઈ કરતું નથી. જાણો છે ને પેલી જૂની વાત. જ્યારે ભલભલા કાલન્દીના ધરામાં પડેલા કાળા નાગને વશ ન કરી શકયા ને છતે પાણીએ નિર્દોષ પશુડાં તરસ્યાં બોકાસાં દેવા લાગ્યાઃ ત્યારે કનૈયા નામના દશ વર્ષના છોકરે હામ ભીડી. એ બંદો તો પડયો ધરામાં. ચડપ લઇને સાપને ઝાલ્યો ને સીધોસટ કરી નાખ્યો. આપણે બધા એ કનૈયા જેવા જ છીએ. એ તો એક હતો ને આપણે સાત છીએ. કાળા નાગ જેવા કરપી આ કાકાને બરાબર ઠેકાણે લાવવો, ધારીએ તો આપણા માટે કંઈ બહુ મહેનતનું કામ નથી.

આખરે યોજના નક્કી થઈ અને જમાલને સીમમાંથી ચારેક શેળા પકડી લાવવાનું કામ સોંપાયું.

# શકુન્તલા કે શેળો

## [૫]

ડોસાકાકાના હમનની પૂર્વ તૈયારી રૂપે અમે બધાએ જમાલને ત્રણેક શેળા પકડી લાવવાનું કામ સોંપ્યું હતું. જમાલને તો પ્રાણીઓ વિષે ઘણું જ્ઞાન હતું. અલબત્ત આ જ્ઞાન શાસ્ત્રીય નહોતું, આજની જેમ પોથી–પાનાં વાંચીને મેળવેલું નહોતું. પણ પરંપરાથી એણે મેળવેલું હતું. એના ઘેર જુદી જુદી જાતનાં કેટલાંય પ્રાણી હતાં. કૂકડાં કબૂતરો-નો તો પાર નહોતો. એક સફેદ બિલાડી પણ હતી ને બે સુંદર રૂપાળાં તેતર પણ હતાં. જમાલ માંસાહારી હતો. જો કે અમારા પરિચયમાં આવ્યા પછી એને એ તરફ ખાસ પ્રેમ રહ્યો ન હતો. છતાં જમાલના બાપને પેટ ભરવા માટે શિકાર જરૂરી હતો ને તે માટે પક્ષીઓનો સહેલાઇ-થી શિકાર કરવા એક શકરો–બાજ પણ પાળ્યો હતો.

આ શકરો–બાજ બારેક દિવસનો હશે ત્યારે જમાલ-નો બાપ એને ઉઠાવી લાવેલો. ધીરે ધીરે એને શિકારનું શિક્ષણ આપવામાં આવ્યું. આજે તો એ સીટી મારતાંની સાથે જ અમે તેવા મોટા પંખી પર તૂટી પડતો અને એને

બહાદુરીથી ખેંચી આણતો.

આ સિવાય બીજાંય ઘણાં જાનવર હતાં. જમાલના બાપને કેટલાય અમલદારો સાથે શિકારે જવાનું થતું. જો કે શિકારમાં તો એને કેવળ મારેલાં પશુને ખેંચી લાવવાનું કામ સોંપાતું; પણ ત્યાંથી નાનાં–મોટાં પ્રાણી એ અવાર-નવાર પકડી લાવતો. આ પ્રસંગે જમાલ અમને ખાસ એને ત્યાં નોતરતો, અને બધાં પ્રાણીઓ વિષે રસભરી રીતે માહિતીઓ આપતો. એ કહેતો કે પક્ષીના મોંમાં દાંત ન હોય ને અમને આશ્ચર્ય થતું. એ કહેતો કે પક્ષીને કદી પરસેવો ન વળે, ને અમને એ માનવાનું મન ન થતું. આવી તો બધી ઘણી વિગતો છે, જે અહીં ન આપી શકાય.

શેળા લાવવાનું કામ સોંપાયાને બીજે દિવસે જમાલ નિશાળમાં હાજરી પુરાવી, એકી જવાના બહાને છટકી ગયો. અમે તો બધા જાણતા હતા કે ભાઈસાહેબ, ક્યાં ગયા છે ? જેઓ નહોતા જાણતા તેઓ અમારી ‘સાતનારો’ ની ટુકડી વિરુદ્ધ ફરિયાદ કરવામાં પોતાની સલામતી ભાળતા નહોતા. બળિયાના બધે બે ભાગ હોય છે. નિશાળમાં છુટ્ટી થઈ ઝટ ઝટ સાંજનું વાળુ પતાવી ઘરબહાર નીકળી ગયા, અને સીધા પહોંચ્યા ભાગોળે. જમાલ હજીય પાછો આવ્યો ન હતો.

અમે એની શોધમાં નીકળ્યા. થોડે દૂર જતાં જોયું તો જમાલ એક ઝાડ નીચે બેઠો હતો.

અમે દોડીને ત્યાં પહોંચી ગયા.

એના ડાબા હાથમાં લોહીના ટશિયા ફૂટ્યા હતા. છતાં જમાલને એનું કશું દર્દ નહોતું. સામાન્ય ઉઝરડા કે ઘાના પ્રસંગો તો એને રોજ ઘેર પડતા. એનાં પાળેલાં જાનવરોમાંથી કોઇ ને કોઇ કોક દહાડો છંછેડાઇ ઊઠતું. જમાલ નિરાશ જણાતો હતો એનું અમને દર્દ હતું.

"શું થયું જમાલ?"

"શું થાય યાર! આખો બપોર રઝળ્યો પણ મારા બેટા શેળાનો પત્તો જ નહિ. અમસ્તા તો ઠેબે ચઢે છે. આપણા લલ્લુકાકાના દીકરા પેમાને વરાધ થઇ ત્યારે એના કાંટાની ધુમાડી આપવા એક સાથે ત્રણ પકડી લાવેલો."

"ભાઈ, એ તો બાલાશંકરે નથી કહ્યું કે "ન માગે દોડતું આવે!" નવીને પોતાની વિદ્વત્તાનો છંટકાવ કર્યો.

"હવે કવિની વાત જવા દે ને! પણ જમાલ, આ તારા હાથ પર લોહીના ટશિયા ક્યાંથી?"

"દોરડાને સાપ સમજ્યો તેથી. શાહુડીને શેળો સમજી બખોલમાં હાથ ઘાલ્યો એનાં ફળ! ઘો પકડવી સારી, સાપને નાથવો સારો, પણ શેળાને પકડવો મુશ્કેલ! અને મળે ત્યારે વળી એકલો ક્યાંક રખડતો મળે! બે ત્રણ પકડવા ને મહાભારત ખેલવું સરખું!"

"જમાલ, શેળાની શી ઉતાવળ છે. કાલે વાત!" મેં ઉપસંહાર કર્યો.

"ના, ના. એમ નહિ. હજી અડધો કલાક રાહ જોઇએ.

જરા અંધારું થશે એટલે એને પકડવાની એક રીત હજી બાકી છે!"

જમાલના પ્રાણીજીવનના જ્ઞાન વિષે અમારામાં એટલી શ્રદ્ધા હતી કે એનો શબ્દ બ્રહ્મવાકય સમાન હતો. અમે બધા એની આસપાસ બેઠા. જમાલે બધાને ચૂપ રહેવા સૂચવ્યું હતું; એટલે અંધારા આકાશમાં જેમ એકલા તારા ઝબૂક ઝબૂક થયા કરે એમ અમારી આંખની કીકીઓ ચકળ-વકળ થયા કરતી ને તે દ્વારા અમારી મૂક વાતચીત ચાલતી. ધીરે ધીરે સંધ્યા અંધારામાં ભળી ગઈ.

અચાનક કોઈ બાળક હીબકાં ભરીને રોતું હોય તેવો અવાજ સંભળાયો.

"જમાલ, કોઈ બાળક બિચારું રડતું લાગે છે:" નવીને વાત કરી, ને અમારું સહુનું ધ્યાન ખેંચ્યું.

"હવે ચૂપ રહેને! કંઇ એનાં માબાપ સાથે નહિ હોય? અવાજ છોકરા જેવો નહીં પણ છોકરી જેવો છે." ભૂદેવતા નારણે નવીનને વાત કરતો અટકાવી ચૂપ રહેવા કહ્યું.

"દરેક બાળકનાં માબાપ દરેક વખતે સાથે હોય એમ નથી બનતું. શું તું નથી જાણતો કે નૂરજહાંને એનાં મા-બાપે કેવી રીતે તજી દીધેલી? શકુન્તલાની બીનાથી શું તું અજાણ છે? અહીં એવું કેમ ન બન્યું હોય?" નવીને પોતાની વિદ્વતાનો એક વધુ વાર છંટકાવ કર્યો.

અમે આ સાંભળી જોરથી હસી પડવાની તૈયારીમાં હતા, ત્યાં જમાલે સહુને હાથની નિશાનીથી ચૂપ કર્યાં

ને કહ્યું :

"સાચી વાત છે. પંડિતરાજ, કદાચ શકુન્તલા પણ હોય. હું થોડી વારમાં ખબર લઈ આવી પહોંચું છું."

જમાલ ધીમે પગલે એ તરફ ચાલ્યો ગયો. અમે બધા અવનવા તર્કમાં ડૂબી ગયા. બાળપણની કલ્પનાઓ ખૂબ વિચિત્ર હોય છે, અત્યારે એની વાત કરતાંય સહુ હસી પડે. અરે, ખુદ આપણને જ કહેતાં હસવું આવી જાય. પણ એ વખતે મન સ્વર્ગની પરીમાં, પાતાળના દેવતામાં ને પવનવેગી ઘોડામાં અપૂર્વ રહસ્ય ધરાવતું હોય છે.

કોઈના મનની વાત કોઈથી જાણી શકાતી નથી; નહિ તો નવીન મનમાં અવશ્ય એ જ વિચાર કરતો હશે કે જો આ વખતે શકુન્તલા મળી જાય તો એને આશ્રમમાં ન મોકલતાં પોતાની દેખરેખ નીચે ઊછેરવી ને મોટી થતાં દુષ્યન્ત જેવા દુષ્ટ રાજાને ન પરણાવતાં પોતાના મિત્રોમાંથી જ કોઈકની સાથે પરણાવવી. ભલે રાજાની રાણી ન બને પણ બિચારી દુઃખી તો ન થાય !

પણ આવી આવી, હસી કાઢવા જેવી, આપણા મનની ને બીજાના મનની વાતો સંભારી સંભારીને કહેવા બેસીએ તો પાર ક્યાં આવે ! અમે અનેક તરેહની કલ્પના કરતા કરતા જમાલની રાહ જોતા બેઠા.

થોડીવારમાં જમાલ આવી પહોંચ્યો. માથે વીંટેલા ફાળિયામાં કંઈક બાંધીને લાવ્યો હતો. એ આવતાંની સાથે બોલ્યો :

"નવીન, જો, તારે માટે આ શકુન્તલા લાવ્યો."

"હેં શું શકુન્તલા?" નવીનને પોતાની વાત સાચી થતી જોઇ શૂરાતન ચઢયું ને એકદમ જમાલની નજીક જઇ પહોંચ્યો.

"જો આ રહી શકુન્તલા!" જમાલે પોતાનું ફાળિયું જોરથી ખંખેર્યું. અંદરથી એક ભુરા રંગનો ગોળ દડો ધબ લઈને જમીન પર દડી પડયો.

"અલ્યા, આ તે શેળો કે શકુન્તલા!" જગતે હસતાં હસતાં કહ્યું. બધા એક સાથે ખડખડાટ હસી પડયા. નવીન પણ પોતાની ભૂલ ઉપર સરળ રીતે હસી રહ્યો હતો.

"જમાલ! તને એકદમ શેળો કયાંથી જડી આવ્યો?" સોરાબે પ્રશ્ન કર્યો.

"પેલી શકુન્તલા ને નૂરજહાંના રોવાનો અવાજ આપણા પંડિતજી નવીનચંદરભાઇએ સાંભળ્યો હતોને, એની શોધમાં જતાં જ આ ભાઇસંધ શેળો જડયો." જમાલે મીઠી મશ્કરી કરતાં કહ્યું.

"એમ તે શી રીતે જડે?" મેં પ્રશ્ન કર્યો.

"એજ હું તમને કહું છું." જમાલે માસ્તરની ઢબથી અભિનય કર્યો, અને આગળ ચલાવ્યું. "ઘણીવાર રસ્તે જતાં આપણે સમીસાંજની પછી બાળકના રડવા જેવો અવાજ સાંભળીએ છીએ. કેટલાય માણુસો દયાથી એ તરફ જાય છે, પણ અવાજ સંભળાય છે ને અવાજ કરનાર દેખાતા નથી; ત્યારે ભૂત-પ્રેત માનીને ડરી જાય છે. પણ ખરી રીતે

એ અવાજ શેળાનો હોય છે. શેળાનું બોલવું બરાબર બાળકના રુદન જેવું જ હોય છે. રખડપટ્ટીનો ભારે શોખીન. એક ઠેકાણે કદી ન મળે. મેં જ્યારે બાળકના રડવાની વાત સાંભળી કે તરત હું જેની રાહમાં હતો, એનો ખ્યાલ આવી ગયો. ”

“ શેળા વિષે તો મેં ઘણું ઘણું સાંભળ્યું છે. એ તો મહાપરાક્રમી કહેવાય છે. ભલભલા વાઘ–સિંહ પણ એનાથી ભાગે એ વાત સાચી ? ” સોરાબે ઇંતેજારીથી પ્રશ્ન કર્યો.

“ ચાલો, મોડું થતું જાય છે. ચાલતાં ચાલતાં વાતો કરીશું. ” અમારી સાતનારોની ટુકડી ગામ તરફ રવાના થઈ.

“ શેળો છે નાનો, પણ મહા ઉત્પાતી ” જમાલે વાત શરૂ કરી. “ ભલભલા સાપ–અજગરના તો રામ રમાડી દે એ ઠીક, પણ મોટાં મોટાં જાનવરોની પૂંછડીએ વળગી તોબાહ પોકરાવે. મોટાં જાનવરને મન એની જાત તો એક કોળિયા જેવડી, પણ જરા મોં અડે કે એની ચામડી પરના કાંટા મોં છોલી નાખે ! અજગર જેવો ભલભળાને ગળી જનારો પણ શેળાને જોઈ ભૂસેટીને ભાગે. કુદરતે બુદ્ધિ તો એને જ આપી છે. કોની સાથે ક્યાં લડવું, કેમ લડવું એનું એને જબરું જ્ઞાન છે. ખાવામાં અનાજના દાણાય ઠીક ને ઊંદર–અળશિયાં વગેરે જે કંઈ મળ્યું તે પણ ઠીક. ”

લગભગ બધા ગામના ચોરે આવી પહોંચ્યા હતા. રાત વધી ગઈ હતી એટલે બીજું બધું આવતી કાલ પર રાખી અમે સહુ ઘેર જવા રવાના થયા.

## એ શું હશે?

## [ ૬ ]

આજ સવારે, છોકરાઓના દુશ્મન ડોસાકાકા બજારમાં નીકળ્યા, ત્યારે તેમનું મોં સહેજ પડી ગયેલું જોવાતું હતું. આંખો ઉજાગરાથી ભારે દેખાતી હતી. કાકા હતા અફીણના પાકા બંધાણી; અને વહેલી સવારે દાબડી ખોલી તો નાની કાંકરી જેટલુંય અફીણ નહિ. પ્રાતઃકાળમાં અફીણની કાંકરીથી 'શ્રી ગણેશાય નમ:' ન મંડાય તો આખો દહાડો ખરાબ જાય એવા પૂરા વ્યસની! એટલે કાકા અફીણના ઇજારદારની દુકાને જઈ રહ્યા હતા

ન જાણે ક્યાંથી, પણ ભાગ્યયોગથી જગત પણ ત્યાં ઊભો ઊભો ઈજારદાર સાથે વાત કરતો હતો કાકાને જોતાં જગતે જરા નીચા વળી "જય સ્વામીનારાયણ" કર્યો. કાકા સ્વામીનારાયણ ધર્મ પાળતા હતા; એટલે એમણે જરાક આંખ મોટી કરી, કંઇક તોરથી વળતા "જય સ્વામીનારાયણ" કર્યો. છતાં કાકાની આંખ જગત પર બરાબર ઠેરી હતી. એ જોઈ રહ્યા હતા કે છોકરો મશ્કરી તો નથી કરતોને!

દુનિયાભરનું ડહાપણ પોતાનામાં આવી ગયું હોય, એવી રીતે ઠાવકો થઇને જગત ઊભો હતો. કાકાને થોડી-વારમાં જ ખાત્રી થઇ ગઈ કે છોકરો મશ્કરી તો નથી જ કરતો.

કાકાએ અડધો તોલો અફીણ લઈ, પોતાનું જૂનું ખાતું એક વાર તપાસી; કુલ સરવાળો ગણી જોયો, ને અડધા તોલાના પૈસા પણ એમાં ઉમેરી લેવા સૂચવ્યું. કાકાનું ખાતું ચાલતું હતું. કાકાની છાપ પણ પ્રમાણિક તરીકેની હતી; એટલે એમને ઉધાર આપવામાં વાંધો નહોતો. કાકા અફીણની ડાબડી આંટીએ ભેરવી રવાના થતા હતા, ત્યાં જગતે ખૂબ જ નમ્રતાપૂર્વક પ્રશ્ન કર્યો :

"કાકા, રાતે તમારા ઘરમાં કોણ બાળક રડતું હતું ?"

"બાળકને રડતું તેં ક્યારે સાંભળ્યું ?"

"ખોટું કહેતો હોઉં તો તમે કહો તે સમ ખાઉં, કાકા ! બરાબર દશના સુમારે. ખેતરથી પાછો ફરતો હતો, ત્યારે હીબકાં ભરીને કોઇ બાળક રોતું હતુ. મેં ધાર્યું કે કોઇ મહેમાન આવ્યા હશે. શું બાળકને વરાધ બરાધ થઈ છે ?" જગત જાણે કાકાનો આજ્ઞાંકિત હોય તેમ વિવેકપૂર્વક બોલતો હતો. એના શબ્દોમાં જરાય છોકરવાદીપણું કે મજાકની વૃત્તિ નહોતી.

"જગત, તારી વાત જો કે સાચી છે. બાકી મારે ત્યાં તો કોઈ આવ્યુંયે નથી ને ગયુંયે નથી. તારી કાકી દશ વર્ષ પહેલાં મરી ગઇ, ને એકની એક દશ મહિનાની છોડી

પણ એની પાછળ મહિને મરી ગઈ. આ પછી તો હું એકલો છું, પણ ખરેખર, કાલ આખી રાત કોઇ બાળકના રડવાનો અવાજ સંભળાયો હતો. થોડીવાર બારણાં તરફથી અવાજ આવે, થોડીવાર ચૂપ થઇ જાય, તો થોડીવાર પછી કોઠી પાછળથી રડવા લાગે. મને તો આખી રાત ઊંઘ જ આવી નથી." કાકાના મોઢા પર ઓશિયાળાપણું હતું.

"કાકા, મારી કાકીનો જીવ છોકરીમાં તો હશે જ ને ?" જગતે કોઇ સમજદાર વૃદ્ધ પ્રશ્ન પૂછે તેવો પ્રશ્ન કર્યો.

"જગત, એ વાત કંઇક તો ખરી જ. મોટી ઉંમરે છોકરી થયેલી ને મરી ગઇ એટલે જીવ તો રહે ખરો જ."

"લો કાકા, ત્યારે જે સ્વામીનારાયણ ! જઉં છું." જગત રવાના થયો.

કાકા ધીરે ધીરે ઘર તરફ વળ્યા. એમના મનમાં પેલા બાળકના રડવાના અવાજ યાદ આવતા હતા. દુનિયાથી દુઃખી ને કઠોર થયેલું મન આજે સહેજ પીગળી રહ્યું હતું. પોતાની પુરાણી ગૃહસ્થાઇ એમને સ્મરણમાં આવી રહી હતી.

બીજે દિવસે નવેક વાગ્યાના સુમારે કાકા દિશાએ જઇને પાછા ફરતા હતા, ત્યારે નાના ટટ્ટુ પર ફરવા નીકળેલો સોરાબ સામે મળ્યો.

અફીણના બંધાણીઓને કબજીઆતનો રોગ લાગુ પડે છે. કાકા તો રહ્યા પાકા બંધાણી; એટલે પૂરેપૂરી કબજીઆત લાગુ પડેલી. દિશાએ જતાં પાકો એક કલાક લાગે, અને આ માટે કાકા દૂર દૂર એકાંતમાં; જ્યાં માણસોની અવર-

જવર ઓછી હોય ત્યાં જાય. આજે પણ કાકા દૂરથી ધીરે ધીરે આવી રહેલા. એમને જોઈ સોરાબે પારસી ભાષામાં નમસ્કાર કરતાં કહ્યું.

" સાહેબજી, કાકા ! "

" કોણ છે એ સાહેબજીવાળો ? " કાકાએ પોતાની રોજની ટેવમાં ઘૂરકાટ કર્યો.

" એ તો હું સોરાબ ! જે સ્વામીનારાયણ કાકા ! "

કાકાએ એક આંખ સહેજ તીરછી કરી સોરાબના મોં સામું જોઈ લીધું. રોજ પોતાની પીઠ પાછળ ખી, ખી, કરનારને આજે તદ્દન શાન્ત જોઈ કાકાને આશ્ચર્ય થયું.

કાકા પણ ગામ તરફ આવતા હતા. સોરાબને પણ ગામમાં જ જવું હતું. એ ધીરે ધીરે ટટ્ટુ ચલાવતો, તેમની સાથે ચાલતો રહ્યો. દસેક મીનીટ આમ શાન્તિથી પસાર થઈ ગઈ. થોડીવાર પછી સોરાબે ધીરેથી કહ્યું,

"તમારે ત્યાં કાલ ક્યા ગામના મહેમાન હતા ? "

" મારે ત્યાં મહેમાન ? "

" કાકા, એમ કેમ કહો છો ? પાંચેક તો બૈરાં હતાં. સહુથી આગળ મારાં કાકી હતાં. રૂપાળાં કેવાં કપડાં ? "

" શેની વાત કરે છે સોરાબ ? બૈરાં ને વળી તારી કાકી સાથે ? એ તો દશ વર્ષ પહેલાં મરી ગઈ."

" શું દશ વર્ષ પહેલાં મરી ગયાં છે ? " સોરાબ

એકદમ આશ્ચર્ય બતાવતો હોય તેમ બોલ્યો : "કાકા, તમને શી રીતે વિશ્વાસ આપું ? રાતે રોનમાં હું શમશુદ્દીન સાથે ફરતો હતો. શમશુદ્દીને જ મને કાકી વગેરેને બતાવ્યાં. શમશુદ્દીન આજે સવારે જ રજા પર ગયો, નહિ તો એની પાસે સાચ કરી બતાવત. પણ એને આવવા દો ! કાકા, એને ઇમાનના સોગન દઈને પૂછી જોજો ! પછી કહેજો કે ના, ના, સોરાબ તું સાચો છે. અને કાકા, વધુ પાકી ખાતરી તો એ કે આખી રાત તમારા ઘરમાંથી કોઇ બાળકના રોવાનો અવાજ અને બંગડીઓનો ખણુખણાટ સંભળાતો હતો."

"સોરાબ, બાળકના રડવાનો અવાજ તો એ દિવસથી બરાબર સંભળાય છે. કાલે કોઇ સ્ત્રી ફરતી હોય ને કામકાજ કરતી વેળા એના હાથની ચૂડીઓ ખખડતી હોય તેવો અવાજ પણ આવતો હતો. ભગવાન જાણે શું હશે !" કાકાએ ઊંડો નિશ્વાસ નાખ્યો.

"કાકા, તમારા ધર્મમાં માણસ મરીને અવગતિએ જાય એવું લખ્યું છે ? ભૂત-પ્રેતને તમે માનો ખરા ?"

"હા ભાઈ !" કાકાએ આટલો જવાબ આપી ઊંડો નિશ્વાસ નાખ્યો. સોરાબ આટલો પ્રશ્ન પૂછી જવાબ સાંભળ્યો ન સાંભળ્યો કરી ટટ્ટુને જલદી હાંકતો ચાલ્યો ગયો.

કાકાને કાલે બાળકના વાત્સલ્યનું દર્દ હતું, આજે ભય પેઠો. જે વાઘ-સિંહ સામે ન ડરે; તોપોના મુજારા સામે અડગ રહે; એ આ ન કલ્પી શકાય તેવા બનાવથી કંઇક ભય અનુભવવા લાગ્યા.

બપોરે ગામના ભુવાની ડોસાકાકા ખાનગી મુલાકાત પણ લઈ આવ્યા. એક રબારી ભુવાનો ધંધો કરતો હતો. એ ભૂત પ્રેતથી લઈ તાવતરિયો સુદ્ધાં ધૂણીને ઉતારી દેતો. ભુવાએ ગોળ ગોળ વાત કરતાં કહ્યું: 'કાકા! મારાં કાકી સુવાવડમાં મરી ગયેલાં, વળી મોટી ઉંમરે સંતાન થયેલું એટલે ઘરમાં જીવ રહેવાની શકયતા તો ખરી જ!"

કાકા ઢીલે પગે ઘેર પાછા ફર્યા. એ રાતે પણ બરાબર તેવા જ અવાજ સંભળાયા. કાકાને પાંચમે દિવસે સહેજ તાવલી જેવું ભરાયું.



## અકસ્માત

## [ ૭ ]

આખી રાતના ઉજાગરાથી, હમણાં જ નવ વાગે હું આંખો ચોળતો ઊઠ્યો હતો. શરીર તો કહ્યું કરતું નહોતું અને આંખો તો ન ઊઘડવાની હઠ પકડી બેઠી હતી. પણ બરાબર દશ વાગે નિશાળે જવાનું એટલે શું થાય?

મહા મહેનતે લથડતા પગે અંદર પાણિયારા ઉપર જઈ દાતણ લઇ આવ્યો ને ચાવવા બેઠો. દાતણ જરા સૂકું હતું. ચાવતાં હેરાનગતિ પડતી હતી. એક તો શરીરમાં આળસ ભરેલી ને એમાં મળ્યું માથાકૂટિયું દાતણ! મેં બધી રીસ દાતણ પર ઉતારી ને એને ફગાવતાં જોરથી ફરિયાદ કરી:

" આવા દાતણ કરતાં લોઢાનો સળીઓ ચાવવો સારો!"

મા રસોડામાં હતી, એ બહાર આવી. મારું પારાયણ જરા આગળ ચાલત, પણ ત્યાં તો જગત ઉતાવળો આવી પહોંચ્યો.

" અશોક, ચાલ. ચાલ! ઝટ કર! તારું કામ છે.'

"ખબરદાર જગત, હમણાં એને ક્યાંય લઇ જઇશ નહિ. એક તો અડધી રાત સુધી ઘેર આવતો નથી ને વળી અત્યારે ટીચાવા લઈ ચાલ્યો!" માએ છાકોટો કર્યો.

ખરેખર મા એ મા હતી. એને બિચારીને ક્યાં ખબર હતી કે બંદારામ તો અડધી રાતે પણ નહિ; છેક પાછલા પહોરે જ ઘેર આવતા હતા. પણ એણે મેં કહ્યું તે માની લીધું. મેં માને સમજાવી; હમણાં જ પાછો આવી લેશન કરવા બેસીશ: એમ કહી ઝટપટ જગત સાથે થોડોએક નાસ્તો કરી વિદાય લીધી.

અમે જમાલને ઘેર પહોંચ્યા. જોયું તો જમાલ, જમાલનો બાપ, જમાલની મા બધાં ટોળે વળીને ઊભેલાં. સોરાબ નારણ વગેરે પણ ત્યાં હતા

સામાન્ય રીતે જમાલ રહેતો હતો, એ ગરીબ મુસલમાનવાડો હતો. કૂકડાનાં પીછાં, ઇંડાનાં કોટલાં ને ડુંગળીનાં ફોતરાં ચારેકોર ઊડયાં કરતાં. હિંદુલોકો અહીં આવવાનું કદી પસંદ ન કરતા. અમારાં માબાપ પણ અમે અહીં આવીએ, તે પસંદ કરતાં નહોતાં. વળી ખરી રીતે અમને પણ અસ્વચ્છ સ્થળોમાં જવું પસંદ નહોતું. જમાલને પણ અમે કહેતા કે ધંધો ગમે તે કરો, પણ સ્વચ્છતા શા માટે ન જાળવવી ?

જમાલ અમારી વાતને સમજતો હતો; અને એથી જ એનું ઘર રૂડુંરૂપાળું હતું. અમને એને ત્યાં જવામાં કોઈ જાતનો બાધ નહોતો. અમે ત્યાં જઇને જોયું તો અમારો

પ્રિય સાથીદાર શેળો મૃત્યુને વશ થઈ પડેલો. એની પાસે જ એક મોટો ખડચીતળો નાગ પણ મરણને શરણ થઈ ચતોપાટ પડેલો.

જમાલે મને જોઈને વાત વિસ્તારથી કહેતાં જણાવ્યું: "અશોક! સવારે શેળો અહીં મૂકી ગયા પછી. ભાઈબંધ પાછળના વાડામાં શિકારે નિકળ્યા હશે. આ દુષ્ટ ખડચી-તળો પણ ક્યાંયથી ત્યાં જઈ પહોંચ્યો હશે. વાડામાં ઊંદરનાં દર ઘણાં એટલે શેળો એકાદ દરની પાસે બેસી શિકારની રાહ જોઈ રહેલો. અને "ખોદે ઊંદર ને ભોગવે ભોરીંગ" ની કહેવત મુજબ આ રાવબહાદુર એજ દરમાંથી શિકાર કરીને બહાર આવી રહેલા. શેળાએ તો ઊંદર સમજીને ઝાંવું માર્યું. ખડચીતળાએ બરાબર મોં પર ફટકાવ્યો. ચાલાક શેળો તરત પોતાની ભૂલ સમજી ગયો. તરત ગોળ દડો થઈ ગયો ને સાપ જેવો બહાર આવ્યો કે એની પૂંછડી મોંમાં પકડી લીધી." જમાલ અડધી વાત કરીને જરા થોભ્યો.

"હું તો ઊંઘતો હતો, ત્યાં પાછળ ચકલીઓની બૂમરાણ સાંભળી. ચકલીઓ હંમેશાં ચોપદારનું કામ કરે છે. જ્યારે કોઈ ભયકારક જાનવર નજરે પડે ત્યારે એવી બૂમ-રાણ મચાવે. હું ઝટ ઊભો થયો ને વાડામાં પહોંચ્યો, તો ત્યાં તો શેળાનું ને સાપનું દ્વંદ્વ યુદ્ધ ચાલી રહેલું. હું શેળાને બચાવવા માટે ડાંગ લેવા દોડયો. જો કે શેળાના શરીર પર ફણાઓ પછાડી પછાડીને સાપ અધમૂઓ થઈ ગયો હતો અને થોડીવારમાં રામશરણ પહોંચી જાત, પણ મને ધીરજ ન રહી. આપણા નાનકડા બહાદુર બિરાદર શેળાને બચાવવા

મેં લાકડીનો એક જબરો ફટકો સાપના માથા પર માર્યો. થોડીવારમાં એ યમરાજ તરફડીને શાન્ત થઈ ગયો. પછી શેળા ઉપર પાણી છાંટયું ને તેને અહીં ઉપાડી લાવ્યો; પણ પેલો ડંખ કાતિલ હતો. એને ઝેર ચઢી ગયું હતું ને બિચારો એ પણ થોડીવારે અવલમંજલ સિધાવ્યો."

જમાલનું ગળું ભરાઇ આવ્યું હતું. માંસાહારીને પણ જાનવર પ્રત્યે કેવો પ્રેમ! અમારી આંખમાં તો આંસુ હતાં જ.

"શેળો જરા નાની ઉંમરનો ને અણસમજણો; નહિ તો આમ સહેજમાં ન ઠગાય." જમાલે ઉપસંહાર કર્યો.

"પણ ભાઇ અશોક! 'આપણાં આદર્યાં અધૂરાં રહ્યાં' એને શું?" અમારા પંડિતજી નવીનચંદ્રભાઇએ સાહિત્યક ભાષામાં પોતાની ચિંતા જાહેર કરી.

"પંડિતજી! જો આદર્યાં અધૂરાં રહ્યાં; તો હવે એમ જ કહેવાનું રહ્યું કે 'હરિ કરે સો હોય!" મેં પણ વ્યંગમાં નવીનને જવાબ આપ્યો.

સ્કૂલનો વખત થઈ જવા આવ્યો હતો, તેથી જમાલને સાપ તથા શેળાની ઉત્તરક્રિયા કરવાનું સોંપી અમે ઘેર જવા રવાના થયા.

ઘેરથી જમીને અમે સ્કૂલે જતા હતા; ત્યાં રસ્તામાં ચાર માણસો ખાટલો ઊંચકીને જતા જોવાયા. ખાટલા પર કોઇ સૂતું હતું!

## શેરને માથે સવાશેર

[ ૮ ]

કુમાર અવસ્થામાં કુતૂહલ તરફ સ્વાભાવિક રસ હોય છે. નવું જોવાનું આવ્યું અથવા નવો બનાવ બન્યો તો ત્યાં બાળકો સૌથી પહેલાં હાજર ! કોઇ નવું જાનવર કે કોઇ નવા વેશવાળો આદમી ગામમાં આવ્યો કે ઉત્સુક બાળકોની ઝીંગર પાછળ વળગી જ છે. ગામના મોટ્રામાં મોટા બનાવથી લઇને ઢેઢગરોળીના મૃત્યુ સુધી બાળકોને એક સરખો કુતૂહલનો રસ હોય છે.

કુતૂહલમાં બાળકોને અજબ શ્રદ્ધા હોય છે. આવા જ કુતૂહલને વશ થઈ અમારી ટોળી નિશાળે જવાનું પડતું મૂકી પેલા ખાટલાની પાછળ ચાલી. ગામ વચ્ચેથી ખાટલા પર નાખીને કોઈને લઇ જવામાં આવે એ એક ગંભીર બનાવ લેખાતો. એમાંથી કોઇનું મોત, કોઇનો આપઘાત કે કોઈનું ખૂન નીકળતું.

પણ આ ખાટલા પાછળ એટલી બધી ગંભીર બીના નહિ હોય એમ લાગતું હતું. ખાટલો ઉપાડનારા ચારે

જણા રજપૂત હતા અને તે સહુને અમે પિછાનતા હતા. જગત વાતનો ભેદ પામવા ધીરેથી આગળ વધ્યો ને ઊંચકનારાઓની લગોલગ ગંભીર મુખ કરીને ચાલવા લાગ્યો. થોડીવારે એણે ધીરેથી એક જણને પૂછ્યું :

"ખાટલામાં કોણ છે ?"

"ડોસાકાકા !"

ડોસાકાકાનું નામ સાંભળી જગતને એકવાર હસવાનું મન થઈ ગયું. પણ મહામહેનતે હસવું ખાળી રાખી અમારી પાસે આવ્યો. અમને જ્યારે એ સમાચાર મળ્યા ત્યારે એક વાર તો અમારા મનમાં સંતોષ થયો કે હાશ, ઘણી વાર એણે અમને માર્યા છે. આજે ભાઈને જ કોઈકે ઠમઠોર્યા ! એ તો શેરને માથે સવાશેર હોય જ ને !

હવે અમને ખાટલામાં સૂનાર વિષેનું કુતૂહલ ટળ્યું હતું, પણ ડોસાકાકાને ખોખરા કરનાર કોણ છે, એનું નામ જાણવાનું કુતૂહલ જાગ્યું હતું. અમે તો વિચાર પણ કરી લીધો કે ડોસાકાકાને પંજરીપાક ચખાડનાર એ મર્દના બચ્ચાને સાંજે જઈને અમારે અભિનંદન પણ આપવાં.

થોડીવારે ડોસાકાકાનો ખાટલો એમના એક સ્નેહીને ઘેર ઊતર્યો. બે જણાએ ધીરેથી ડોસાકાકાને ઊભા કર્યાં ને પરશાળમાં એક બીજા તૈયાર રાખેલા ખાટલા પર સુવાર્યા. અમે બધું ધ્યાનથી જોઈ રહ્યા હતા. અમને આશ્ચર્ય થયું કે ડોસાકાકાના શરીર પર એકે ઘા કે મારનું નિશાન નહોતું. ખાટલે ઘાલીને લાવવા જેટલો માર પડ્યો તોય

એકે નિશાન નહિ? જરાય લોહી નહિ?

આ તો નવાઈ ગણાય! બધાથી તો ત્યાં જવાય એવું નહોતું; પણ હું અને જગત ધીરે ધીરે કુશળતા પૂછવાને બહાને ત્યાં ગયા. ડોસાકાકાનું શરીર પાંચ દિવસમાં તો ખૂબ જ લેવાઈ ગયું હતું.

એમના એક સ્નેહીએ કહ્યું : "તાવ તો સામાન્ય છે, પણ ગભરામણ ઘણી છે. મનમાં ફડક પેસી ગઈ છે. દિનરાત કંઈ ને કંઈ લવ્યા કરે છે."

"ફડક શેની?" મેં ચિંતાતુર મોં કરી પ્રશ્ન કર્યો.

"ફડક એવી કે જાણે ઘરમાં વહુ–દીકરી અવગતિયાં થયાં છે ને ઘરમાં ફરે છે. ડોસાકાકા જેવા મર્દની આવી દશા થાય તો ભાઇ, બીજાની શી વાત?"

જગતે મારા સામે જોયું. મારું દિલ હસવા માટે તૈયાર હતું. પણ જગતના ચહેરા પર દુઃખનો ભાવ જોઈ હું થોભી ગયો. થોડીવાર બેસી હું અને જગત બહાર નીકળ્યા. અમારી ટોળી ત્યાં ખડી જ હતી

જગતે સહુને દર્દભર્યા ચહેરે કહ્યું: "આ તો હાંસી કરતાં હાણ થઈ. નક્કી બૂઢા કાકો આપણા કારણે મરી જશે અને એનું પાપ આપણે માથે ચડશે."

બાળકોમાં તો કરુણાવૃત્તિ સ્વાભાવિક હોય છે. અમે બધા એકદમ ગંભીર બની ગયા.

"જગત, ત્યારે એનો રસ્તો શો?" મોરાબે પ્રશ્ન કર્યો.

"એક જ રસ્તો, અને તે એ કે આપણી બધી ચાલાકી-ની વાત ખુલ્લી કરી દેવી."

"એટલે આપણે શું એમ કહી દેવું કે પેલું બાળક રડતું નહોતું પણ જંગલનો શેળો રડતો હતો; અને પેલી બંગડીઓનો અવાજ કાકીના હાથનો નહોતો પણ અશોકના હાથની બંગડીઓનો હતો?" જમાલે પ્રશ્ન કર્યો.

"અલબત્ત!" જગતનો અભિપ્રાય સ્પષ્ટ હતો.

આ વાત ઉપર અમારે ખૂબ ચર્ચા ચાલી. અમે બધા અમારું આ પોકળ જાહેર કરવા સહેજ પણ રાજી નહોતા, પણ એક વાત અમારા દિલમાં નક્કી હતી કે કાકાને આપણે કારણે મરવા તો ન દેવા! અને મરવા ન દેવા હોય તો ચાલાકી ખુલ્લી કરી દેવી રહી; એ કરે કોણ? બિલાડીની ડોકે ઘંટ કોણ બાંધવા જાય? આખરે જગત અને નવીનને આ બધી વાતની જવાબદારી સોંપાઇ.

એ બન્ને જણાએ ડોસાકાકાની સમક્ષ બધી વાત ખુલ્લા દિલે રજૂ કરી, ત્યારે પહેલાં તો કોઈએ માની નહિ; ખુદ ડોસાકાકાએ પણ તેનો ઈન્કાર ભણ્યો. ખૂબ ખૂબ સમ-જાવ્યા પછી જ્યારે તેમને દૃઢ વિશ્વાસ થયો કે આ તો છોકરાંના ફેલ હતા; ત્યારે શરૂઆતમાં તેમને ક્રોધ ચઢયો, બેચાર કડવાં વેણ પણ કહ્યાં.

ડોસાકાકાની સેવાસુશ્રૂષાનો ભાર અમે અમારા માથે લઇ લીધો અને અમારી ભારે સેવાચાકરી જોઈ કાકાએ પણ અમારો ગંભીર ગુનો મનમાં ને મનમાં માફ

કર્યો. કાકા થોડા દહાડામાં હરતા–ફરતા થઈ ગયા. અમારી આ બીનાએ આખા ગામમાં ચકચાર ફેલાવી અને સહુએ અમારી ટોળીનું નામ 'સાતનારી' ખૂલ્લંખૂલ્લા જાહેર કરી દીધું.

કાકા સાજા થઈને પોતાના મકાનમાં પાછા ફર્યા; પણ હવે તેમનો સ્વભાવ પણ પલટાઈ ગયો હતો. તેઓ અમારા શત્રુને બદલે મિત્ર બન્યા હતા. નવરાશનો ઘણો વખત અમે તેમની સાથે વાતોમાં ગાળતા અને સાહસ, જંગલજીવન તથા સિપાહીગીરીનો શોખ સહુ પહેલો એમણે જ અમારા દિલમાં પેદા કર્યો.

આ પછી ઘણે લાંબે ગાળે ડોસાકાકા ગૂજરી ગયેલા. એ વખતે અમને અમારું નજીકનું સગું ગૂજરી ગયા જેટલો શોક થયેલો.



## પ્રવાસ

[ ૯ ]

પૂર ઝડપથી ધસી જતી ગાડીને જોવા માટે, રેલ્વેના પાટા નજીક ઊભેલો આદમી; હજી એંજિન પણ પૂરું જોઈ ન રહે; ત્યાં આખી ગાડી કેવી સડસડાટ પસાર થઇ જાય છે! અમારા જીવનના ક્રમ માટે પણ લગભગ આવું જ કહી શકાય.

હજી બાળપણની મોજ ને મસ્તી પૂરી નહોતી થઈ, ત્યાં એકદમ અમારા જીવનમાં પરિવર્તન આવ્યું. કોઇ ભયંકર આંધી, ખળામાં પડેલાં તણખલાંને પોતાના વેગમાં ઊંચે આકાશમાં ચડાવી, ચકરડી ઘૂમરડી ખવરાવી; બધાંને જુદાં જુદાં ક્યાંય નાખી દે; એમ અમારા ઉપર પણ કુદરતનું કારમું ચક્ર ફરી ગયું.

અમારી 'સાતનાશી' ની મંડળીની તો હવે કેવળ યાદ જ રહી.

હું ખૂબ ખૂબ દૂર હડસેલાયો. ન ગૂજરાત, ન કચ્છ ન કાઠિયાવાડ; પણ ઠેઠ ગ્વાલિયર આગ્રા સુધી ઘસડાઈ

ગયો, જ્યાં ભાષા જુદી, વેશ જુદા, સંસ્કાર જુદા.

ગ્વાલિયરના ભયંકર જંગલોથી વીંટળાયેલા એક ગામડામાં ગુરુકુળ આવેલું હતું.

આ ગુરુકુળની ખ્યાતિ ઠીક હતી. હું ત્યાં ભણવા ચાલ્યો ગયો. નાનપણથી જુદા જુદા દેશો જોવાની, જંગલે જંગલ આથડવાની મારી ઇચ્છાને આમાં એક પ્રકારનો સંતોષ હતો. આ બધામાં વધુમાં વધુ સંતોષ એ વાતનો હતો, કે જગત પણ ખેતીવાડીનો વિષય લઇ, શાઝાપુરના જંગલોમાં આવી વસ્યો હતો. શાઝાપુર અને મારા નિવાસ-સ્થાન વચ્ચે બહુ થોડું અંતર હતું. એ જંગલોમાં જગતે પચાસેક કૂબાના એક ગામ પાસે, ખેતીવાડીના પ્રયોગો માટે થોડી જમીન રોકી લીધી હતી. આ જમીન અણખેડાઉ અને જંગલી જાનવરો ઉપરાંત સાપ–વીંછીથી ભરપૂર હતી.

એમાં પણ આ પ્રદેશનો ‘ ઘોડાપછાડ ’ નામનો સાપ ખૂબ પ્રસિદ્ધ હતો. એ સાપને બીજા સાપોની જેમ ઝેરના દાંતને બદલે લાંબો તીક્ષ્ણ ડંખ હોય છે. ગમે તેવો મજ-બૂત ઘોડો હોય, પણ જો ‘ ઘોડાપછાડ ’ એને એકવાર ફટકાવી ગયો તો તરત ભોંય પર પડી તરફડીને મરી જવાનો. ઘોડાની જ્યાં આ દશા, ત્યાં માણસનું પૂછવું શું ?

એ તરફના પ્રદેશમાં આપણી માફક હથિયારબંધીનો કાયદો નથી. જગતે બે નાળવાળી એક સુંદર બંદૂક વસા-વેલી, અને એનાથી શ્રી ગણેશાય નમઃમાં એક ‘ ઘોડા-પછાડ ’ મારી, એમાં મસાલો ભરી તેને મોટા શીશામાં

નાખી ઉપર 'માનવ જાતનો મહાન શત્રુ' એમ લેબલ ચોઢી મને નવી નવાઇ તરીકે જોવા મોકલેલો.

અમારા સામાન્ય ક્રમ મુજબ દર ઉનાળામાં અમે પ્રવાસે નીકળતા. આ વખતે જગતને ખાસ આમંત્રણ મોકલી હું મારી સાથે લેતો. ગ્વાલિયરથી પોણોસો માઈલ દૂર આવેલ નળરાજાની રાજધાની તરીકે ઓળખાતા 'નરવર' ગામની મુલાકાત લેવાની લાંબા સમયથી મારી ઈચ્છા હતી. નળ અને દમયન્તીની વાર્તા નાનપણથી સાંભળી હતી, અને અનેક વેળા 'નરદેવ ભીમકની સુતા'વાળી કવિતા પણ ગોખેલી. આ કારણે એની રાજધાની તથા ડુંગરી પર આવેલ કિલ્લો જોવાની ઉત્કંઠા હતી.

આ વખતની રજાઓમાં 'નરવર'નો પ્રવાસ ગોઠવ્યો. જગતને પણ ખાસ આમંત્રણ આપીને મેં બોલાવી લીધો. એ પોતાની બંદૂક સાથે આવી પહોંચ્યો.

આ પ્રદેશમાં ઉનાળાના દિવસોમાં બપોરે મુસાફરી કરી શકાતી નથી. સૂર્યનો તાપ ખૂબ પ્રચંડ હોય છે. ધરતી લાવારસની જેમ ઊકળતી લાગે છે; અને એક ચકલું પણ ક્યાંય ઊડતું જોવાતું નથી. મુસાફરી કરનારાઓ લગભગ ભરઝાંખળે જ પ્રવાસે નીકળે છે ને આઠ કે નવ વાગતાં જે સ્થળ આવે ત્યાં મુકામ કરી દે છે.

અમારે દિવસો ટૂંકા હતા ને પ્રવાસ લાંબો હતો, એટલે અમે સવારે અને સાંજે બન્ને વખત મુસાફરી કરતા. આમ પ્રવાસમાં નીકળ્યાને આજે પાંચેક દિવસ થયા હતા.

હવે અમારા આ મુકામથી નરવર ગામ લગભગ પંદરેક માઈલ દૂર હતું. અમારો વિચાર જે દિવસે ત્યાં પહોંચીએ તે દિવસે જ બધું જોવા નીકળવાનો હતો. અને આ કારણે જો સાંજે જ સાતેક માઈલ કાપી નાખીએ તો બીજે દિવસે બાકીનો પ્રવાસ ખેડતાં ખાસ થાક ન લાગે અને તે દિવસે થોડી વિશ્રાંતિ બાદ થોડુંઘણું જોવા પણ નીકળી શકાય.

આ કારણે અમે સાંજે જ અમારો મુકામ ઉપાડયો. આખો દિવસ તપેલું જંગલ હજીય ગરમ વરાળો કાઢતું હતું ને રસ્તાની ભેખડો પણ હજી ગરમ હતી અમારી ટુકડી ધીરે ધીરે પ્રવાસ ખેડતી એક પૂલ પર આવી પહોંચી.

આ પૂલ લગભગ એકાદ માઈલ લાંબો હતો ને એના નીચેથી ન બહુ મોટી કે ન બહુ નાની; એવી નદી વહેતી હતી. ચોમાસામાં આ નદી બે કાંઠે ઉભરાતી, પણ ઉનાળાના દિવસો હોવાથી એનો અડધો પટ સૂકો હતો. નદીની બન્ને બાજુ ઊંચી ઊંચી ભેખડો હતી ને ઉનાળામાં નાનાં નાનાં જંગલો બળીને ખાખ થાય તે વેળા પણ આ જંગલ બળ્યું નહોતું. એની લીલીછમ ગીચ ઝાડી ચારે-તરફ પથરાયેલી હતી. એ ઝાડી વચ્ચેથી નદીને ભેટીને આવતો પવન ખૂબ મીઠો લાગતો હતો.

ચાલતાં ચાલતાં સાંજ વીતી ગઈ. અજવાળિયાનો ચંદ્ર આકાશમાંથી અમી વેરી રહ્યો. આ વખતે નદીનું દૃશ્ય ખૂબ આકર્ષક લાગતું હતું. નાના નાના ગોળ પથરા ને કાંકરાને અથડાઈ વહેતો પ્રવાહ જાણે મધુર સંગીત છેડી રહ્યો હતો; ને એ સંગીતને ઉપરથી ચાંદની વરસાવતો ચંદ્ર

જાણે સૌંદર્યનાં અમી પાઇ રહ્યો હતો.

આવી સુંદર કુદરતમાંથી આગળ વધવાનું કોને મન થાય ? અમે તો બહુ વિચાર કર્યા વગર, ભોમિયાની સલાહ પણ લીધા વગર અમારો પડાવ ત્યાં ઝુકાવી દીધો. સાથે ઝોળામાં ભરેલો 'સથુઓ' ( ખાદ્યવિશેષ ) પાણીમાં પલાળી આરોગી લીધો, ને કુદરતની શોભા નિહાળવા નદીકિનારે જઈ બેઠા.

જગત તો બાળકની જેમ ગાવા લાગ્યો.

"હિંસત જંગલ મંગલકારી રે
મનુષ્યના પરિતાપ નિવારી રે !"

સહુ સૃષ્ટિસૌંદર્ય જોવામાં મગ્ન હતા, ત્યાં થોડે દૂર કંઈક તાપણા જેવું દેખાયું. ધીરે ધીરે એ તાપણું મોટું થતું ગયું ને કંઈક કોલાહલ સંભળાયો.

અમારો ભોમિયો પાસે જ બેઠો હતો. એણે કહ્યું: "ઘણીવાર અહીંના જંગલી લોકો એવી માનતા માને છે કે 'જો મારે ઘેર સંતાન થશે અથવા મારો અમુક દુશ્મન જીવતો ફાટી પડશે તો હું એક વન બાળીશ.' કદાચ કોઇ ભીલ લોકો એવી માનતા માનવા જંગલ સળગાવતા હશે."

આ ખુલાસાએ અમારા મનને શાન્ત કર્યું. જગતે પોતાનું ગાયન ફરીથી આગળ લંબાવ્યું, ત્યાં તો પેલા પ્રકાશમાંથી કેટલાએક માણસોની ટોળી પૂલ ભણી આવતી દેખાઈ.

"આપણા જેવા વટેમાર્ગુ હશે." મેં કહ્યું. પણ મારો એ અભિપ્રાય થોડીવારમાં જૂઠો પડતો હોય તેમ લાગ્યું. લગભગ પંદરેક માણસો ચાલ્યા આવતા હતા. બે જણાના હાથમાં જૂની-દારુ ભરવાની બંદૂક હતી. ચારેકના હાથમાં બલ્લમ હતા. બાકીનાઓના હાથમાં તલવારો ને લાઠીઓ હતી. કપડાં તો એકેનાં સારાં નહોતાં. અડધાં ફાટેલાં તૂટેલાં. કેટલાક તો અર્ધનગ્ન હતા.

"ડાકુ!" અમારા ભોમિયાએ બૂમ મારી.



## ડાકુ

## [૧૦]

દૂર દૂર બળતું વન અને અગ્નિની ગરમીથી ચીરાઈને ફાટતાં ઝાડ આખા વનને ધણુધણાવી રહ્યાં હતાં. નાનાં જાનવરો બખોલોમાંથી નીકળી ચીસો નાખતાં નાસતાં હતાં. નિરાંતે ઊંઘેલાં પક્ષીઓ એકાદ કારમી કિકિયારી પાડી મરણને શરણ થતાં હતાં.

સુંદર ઝરતી ચાંદનીમાં લાલ જ્વાળાઓ ખૂબ ભયંકર લાગતી હતી, અને અમારું દિલ જે કુદરતના સૌંદર્યમાં મગ્ન હતું; એ ભયથી કકળી રહ્યું હતું. અમારો ભોમિયો ઢીલોઢપ પડી ગયેલો દેખાતો હતો.

'ડાકુ!' આટલા શબ્દો બોલી એ ડરથી થોડે દૂર લપાઈને બેઠો. અમારા સાથીદારોમાં હું, જગત, બીજા કેટલાક મારાથી નાના મિત્રો અને બે ગાડાવાળા હતા. ગાડાવાળા મજબૂત મનના હતા, તેમજ ખાલી હાથે હતા. તેમને ઘણીવાર આવી રાતો ગાળવી પડી હતી, એટલે તેઓ ડરતા નહોતા. ગાડાનાં આડાં કાઢી તેઓ ઊભા રહ્યા.

જગતે એની બંદૂક સંભાળી. જગત નાનપણુથી છાતી-નો બળુકો હતો! એ સાહસમાં ડરવાનું શીખ્યો જ નહોતો. હમેશાં ઠંડા ને ઠરેલ મિજાજનો લાગતો જગત કંઈક સાહસનો પ્રસંગ આવતાં એકદમ ઉગ્ર બની જતો. એના ચહેરાનો ભાવ પલટાઈ જતો. બાવીસેક વર્ષની જુવાનીમાં જાણે દશ વર્ષ વધુ ઉમેરાઈ જતાં.

પણ મને લાગ્યું કે આ વેળા કેવળ સાહસથી જ નહિ ચાલે. અલબત્ત, એ વાત બરાબર હતી કે આ ડાકુઓ બેહાલ ગામડિયા હતા. તેઓ કારતુસવાળી બંદૂકથી ખૂબ ડરતા અને એકાદ કારતૂસની બંદૂકવાળો પંદર પંદર ગામ-ડીઆઓ વચ્ચેથી છટકી શકતો. ગામડીઆઓમાં આ બંદૂક વિશે એવી માન્યતા પ્રચલિત હોવાનું પણ મેં સાંભળ્યું હતું કે બંદૂકની એક ગોળી છૂટે તો પાંચ પાંચ કે દશ દશ આદમીને સાથે લેતી જાય

મેં જગતને સહેજ ઇશારો કરી પાસે બોલાવ્યો અને કળથી કામ લેવા સમજાવ્યું. સાથે સાથે એ વાત પણ જણાવી કે આપણી પાસે છે શું કે તે લેવાના હતા? માટે ધીરજથી કામ લો!

જગતે બંદૂક સમાલી. ઘોડા પર આંગળી મૂકી, ને મને કહ્યું: "ગમે તે હોય. ભડાકો કરી દેવા દે. પાસે આવ્યા પછી જણ ઝાઝા હશે તો ઓછા કારતુસે ને એકાદ બંદૂકે નહીં પહોંચી શકીએ."

"થોભી જા, જગત! અમારી સંમતિ વગર ઘોડો

ન ચલાવતો. કદાચ લૂંટારા હોય તો પણ આપણી પાસેથી શું લૂંટી જશે? આ વેલ્સનું કંપોઝીશન અને હેમચંદ્રનું અભિધાન ચિંતામણિ...."

"અશોક, અત્યારે મશ્કરી કરવા જેવો વખત નથી. આ બધા તો ચીંથરાના ચોરો હોય છે. ઘરમાં ગોળાનું પાણી સુકાયા પછી ને કપાયેલી આંગળીએ પાટો બાંધવા જેટલું કપડું ન રહ્યા પછી જ લૂંટફાટ કરવા નીકળેલા હોય છે. એક પહેરણ મળ્યું તો તે પણ ગનીમત સમજી ઉપાડી જવાના! ને મિલકતમાં મોટી મિલકત શું આ મારી સુંદર બંદૂક નથી? એમને તો હજારોની લૂંટ કરતાં એક બંદૂકની લૂંટ વધુ પ્રિય લાગે!"

"શસ્ત્રધારીને શસ્ત્રધારીનો ડર."

"તમને ભોં નથી?" જગતના અવાજમાં ચીડનો રણકો હતો.

'ફકીરોને લૂંટાયાનો શો ભો!"

"એમ, તો તમને મારા કારણે હું મુશ્કેલીમાં મૂકવા માગતો નથી. હું સરકી જાઉં છું—પછી જોજો પેલી ભરી-સભામાં લૂંટાયેલી દ્રૌપદીની જેમ વહારે ધાવા વિનતી ન કરવી પડે."

"દ્રૌપદી વિનતી કરશે તો કૃષ્ણ આવ્યા વિના રહેશે ખરા? પણ ચીરહરણ જેવો પ્રસંગ જ નહીં આવવા દઈએ." મેં કહ્યું ને સાથે તેને ખોટું ન લાગે તે માટે

ઉમેર્યું કે: "અમે હાર્યા તો પછી તું તારી હિંમત બતાવજે."

"ભલે, હું હવે સરકી જાઉં છું. આફતની વેળાએ મારો ઉપાય અજમાવી લઈશ."

જગત જેમ સાહસિક હતો, તેમ તેનું સાહસ ગાંડું પણ નહોતું. હું હજી વધુ ખુલાસો કરું ત્યાં તો જગત સરક્યો. સસલું જેવી રીતે પથ્થરોની આડમાં લપાતું ચાલ્યું જાય એમ જગત ચાલ્યો ગયો. જાણે એને કશી વાતનો ભય નહોતો! થોડીવાર પાણીમાં ખળભળાટ થયો, કોઇ તરતું હોય તેમ જણાયું; પણ ક્ષણવારમાં બધું શાન્ત!

ડાકુઓ હવે તેમના ચહેરા જોવાય તેટલી નજીક આવી પહોંચ્યા હતા. તેઓ જેમ જેમ નજીક આવતા જતા હતા, તેમ તેમ તેમની ટોળી ઓછી થતી જતી હતી. એક બે એક બે આજુબાજુમાં છુપાતા જતા અમે જોઇ શકતા હતા. ટુકડી અમારી નજીક આવી ત્યારે કેવળ પાંચ જ જણા બાકી હતા.

સહુથી આગળ તેમનો અગ્રેસર હતો. એણે જૂની ખાખી બ્રીજીસ પહેરી હતી. જોકે એ બ્રીજીસ પર લાગેલાં મોટાં થીગડાં એકદમ દેખાઇ આવતાં હતાં; અને એનો દિદાર એવો લાગતો હતો કે કદાચ બે મહિનાથી બિચારા બ્રીજીસે સાબુ કે પાણી નહીં ભાળ્યાં હોય!

બ્રીજીસ ઉપર લશ્કરી ઢબનો કોટ હતો. કોટ બ્રીજીસ કરતાં વધુ જીર્ણ દેખાતો હતો, અને એનાં ઉતરડાઈ ગયેલાં

ખિસ્સાં સ્પષ્ટ બતાવતાં હતાં, કે એમાં કંઈ ભરેલું હશે જ નહિ. બ્રીજીસ અને કોટ ચઢાવી માથે ફાળીયું વીંટેલું હતું. એ ફાળિયું ઘંટીના પડ જેવું મોટું હતું. એમાં કાંસાની તાંસળીઓ મૂકેલી હોય છે, એમ મેં પાછળથી જાણ્યું. આ તાંસળી કોઇ પણ ઘા સામે તેઓના માથાના રક્ષણ માટે હતી.

દાઢી–મૂછના કાતરા પર તેણે એક કપડું બાંધી લીધું હતું, અને બહુ ચોકસાઇથી જોઈએ તોય ચહેરો યાદ રહે તેમ નહોતો. કેવળ બહાર ધસી આવતી, કદી ન ભૂલી શકાય તેવી ખૂની આંખો, ખુદ યમરાજને પણ ભયભીત બનાવે તેવી હતી.

આગેવાનની પીઠ પર દેશી બનાવટની બંદૂક લટકતી હતી અને હાથમાં નાના બલ્લમવાળી મોટી ડાંગ હતી. કમર પર પતરાની નાની ચંબુ આકારની એક કોથળી ઝૂલતી હતી. મને તરત ખ્યાલ આવ્યો કે એમાં બંદૂકનો દારુ ભરેલો હશે. નરવર ગામ બંદૂકો બનાવવા માટે પ્રખ્યાત છે. આ બંદૂક ત્યાંની જ હતી.

આ માણસની કાયા ખૂબ જ પડછંદ હતી; ને એનો ઓંખારો પણ આવે વખતે જરા કમકમાટી ઉપજાવે તેવો હતો.

એની લગોલગ પાછળ ચાલ્યા આવતા ચાર જણા-માંથી કેવળ એક જણા પાસે જ બંદૂક હતી. બીજા પાસે ભાલા ને ડાંગો હતી. એમનાં બિલ્લીપગાં પગલાં હવે બસ-

બર ગાજતાં હતાં. જોતજોતામાં તેઓ અમારી પાસે આવી પહોંચ્યા.

હું સાવધ જ હતો! બંદૂકના જોરથી જે કામ ન થાય તે ડાચાના જોરથી કરવાનો મારો નિશ્ચય હતો. બંદૂકની સાઠમારીમાં બન્ને પક્ષમાંથી એકાદ પણ ઓછો થવાનો જ. એ વાત મને નગમતી હતી, અને નાછૂટકે જ અજમાવવી એવો મારો મત હતો.

પેલા પાંચે જણા અમારી લગોલગ આવી પહોંચ્યાં કે બધા નાના મિત્રો મારી પીઠ પાછળ આવી ખડા થઈ ગયા. હું હિંમતપૂર્વક સામે ઊભો રહ્યો.

ચંદ્રનો પ્રકાશ બરાબર વેરાઇ રહ્યો હતો ને નદીનું પાણી ધીરે ધીરે ડખોળાતું હતું. મેં પાછળ જોવા સહેજ નજર ફેરવી તો જુદી જુદી દિશામાંથી બબ્બે ત્રણ ત્રણ માણસો આવી રહ્યા હતા.

"કૌન હો!" પૂલ ઉપરથી ખોખરો છતાં ડરામણો અવાજ આવ્યો.

"વિદ્યાર્થી!" મેં બરાબર હિંમત રાખીને જવાબ આપ્યો.

"બિ....દ્યા....ર્થી!" ધીરે ધીરે દાંત વચ્ચે કચડાતો અવાજ સામે મળ્યો ને પાંચે જણા ડાંગો ખખડાવતા અમારી આસપાસ વીંટળાઇ વળ્યા.

જોયું તો અમે બધા ચારે દિશામાંથી ઘેરાઈ ગયા

હતા. જગત બરાબર તક જોઈને સરકી ગયો, નહિ તો સારું કરતાં ખોટું થાત !

"વિદ્યાર્થી છો ? આવા જંગલમાં કેમ પડયા છો ? કોઇ લૂંટી જાય તો કોણ બચાવે ?" આગેવાન એની ગ્રામ્ય હિંદુસ્તાનીમાં વાત કરતો હતો, પણ તેની નજર અમારા પોષાક ને અમારા સામાનની જડતી લઇ રહી હતી.

"બધું જોવા નીકળ્યા છીએ. નદીનું દૃશ્ય સુંદર લાગ્યું એટલે અહીં રાતવાસો રહ્યા ! અમારી પાસે લૂંટાવાનું શું હોય ? અમને કોણ લૂંટે ? વિદ્યાર્થી તો દખણાનો હક્કદાર કહેવાય." હિંમતથી મેં બરાબર જવાબ વાળ્યો. ડાકુઓના આગેવાનની આંખો ચોતરફ કંઈક શોધી રહી હતી.

"કંઈ સામાન જ પાસે નથી રાખતા ?" એણે દૂર ગાડાવાળાઓ સામે જોતાં કહ્યું.

"સામાનમાં આ અમારા થેલા ! અમારા થેલામાં શું હોય તે બતાવું ?" મેં જરાક હસતાં હસતાં એક થેલો લઈ સામે ધર્યો, ને એક એક ચીજ કાઢીને રજૂ કરતાં કહ્યું.

"આ કાગળો, આ ચડ્ડી ને નેકર, આ ચિતરવાના રંગોની પેટી, આ કમ્પાસ બોક્સ, આ અમારી ડાયરી, ને આ દોરીલોટો ! હથિયારમાં આ પેન્સિલ છોલવાનું ચાકુ !"

"એમ કે ?" આગેવાનના શબ્દમાં કંઈક નિરાશા હતી. એ ધીરેથી બધાની આસપાસ ફર્યો. એણે પોતાની

કેળવાયેલી આંખથી પરિસ્થિતિનું માપ કાઢી લીધું. એની ભયંકર મુખમુદ્રા કંઈક સૌમ્ય બની.

આ જોઈને મારી હિંમત વધી ગઈ અને મને હિંમત-વાળો જોઈ બીજા બધા પણ ઉત્સાહી દેખાવા લાગ્યા.

"ત્યારે તમે વિદ્યાર્થી છો, એમ કે?" આગેવાને એક મોટી શિલા પર બેસતાં કહ્યું. આ અવાજમાં પહેલાંની કર્કશતા નહોતી, કંઈક મીઠાશ હતી. એણે આગળ ચલાવ્યું.

"તમને ખબર છે, કે ચાર દહાડા પહેલાં અહીં એક જાન લૂંટાણી હતી."

"જાન તો લૂંટાય, પણ એમાં અમારે શું? જેની પાસે માલમત્તા હોય એ ડરે. દુનિયામાં ભો માયાનો છે. ગોરખનાથની માફક માયા કાઢી નાખી એટલે ભો મટી ગયો. વળી અમારે વિદ્યાર્થીઓને ડરવાનું શું?" મેં જવાબ આપતાં વિશેષમાં પૂછયું કે "ભલા; આ લોકો શા માટે બીજાને લૂંટતા હશે? એમને કોઈ લૂંટે તો કેવું લાગે? દુનિયામાં લૂંટનો ધંધો શું ઉત્તમ છે?"

મારા આ પ્રશ્નથી એની આંખ જરા ચમકી ઊઠી, પણ મને શાન્ત બેઠેલો જોઈ એકવાર એ હસી પડયો. એનું હસવું પણ ભયંકર હતું. છતાં એ ભયંકરતા પાછળ પણ કંઈ વેદના છુપાઈ હોય તેવો ખ્યાલ થઈ આવ્યો.

"છોકરાઓ, એ તો માથા સાટે માલ લેવાનો છે. લૂંટનારા કંઈ મહેમાન થઈને લેવા નથી આવતા? ને

આપનારા કંઇ અમને માજણ્યા ભાઈ ગણી એમ ને એમ આપી દેતા નથી!"

"પણ એવું લૂંટવાની શી જરૂર? ભગવાને કયાં હાથ-પગ નથી આપ્યા? એ મારો વહાલો સહુને ભૂખ્યા ઉઠાડે છે પણ ભૂખ્યા સુવાડતો નથી." મેં પુરાણીની અદાથી પેલી વિષ્ણુ ને લક્ષ્મીવાળી વાત કહેવા માંડી: પણ તેણે મને રોક્યો.

"લૂંટવાની શી જરૂર?" આગેવાન વાત કરતો હતો; પણ એની આંખો જાણે દૂર દૂરની ઝાડીને વીંધતી હતી. ખૂનનો પ્યાસો એનો આત્મા ક્ષણ ભર પણ નિઃશંક નહોતો. ચારે તરફ એના સાથીદારો લપાયેલા હતા, છતાં એને ભીતિ ને શંકા હતી. "છોકરાઓ, બીજા હોત તો જવાબ ન દેત. પણ તમે તો વિદ્યાર્થી છો. ઈલમ (વિદ્યા) પઢો છો? પણ દુનિયામાં સાચું કોઈ ભણાવતું નથી. તમારા દેશ-નો ખેડૂત, એની દેવાદાર સ્થિતિ, દર પાંચ વર્ષે આવતો દુકાળ, ઓછા કસવાળી ખેતી. આ બધું કોણ સમજાવે તમને? મોટા થશો ને અંગ્રેજી ભણી અમલદાર પણ થશો. કોક દહાડો કોઇ લૂંટારાની પાછળ પડો કે એનો ઇન્સાફ તોળવા બેસો તો એટલો ખ્યાલ જરૂર રાખજો કે એને પણ બીબી બચ્ચાં, નિરાંતનું ભોજન ને પરસેવાનો રોટલો ગમતો હોય છે. એ લૂંટારુ ત્યારે જ બન્યો હશે કે જ્યારે પરસેવાનો રોટલો પણ પેટ ભરવા મેળવી શકયો નહિ હોય. બીબી-બચ્ચાં સામે રોતાં કકળતાં હશે ત્યારે જ એની અંદરનો શેતાન ધૂણી ઊઠયો હશે."

આગેવાનના શબ્દોએ અમારા મનમાંથી ભીતિ કાઢી નાખી. અમને લાગ્યું કે અમારા ગામના ચોરે જ કોઈ બાપુની જોડે બેસી વાતે વળ્યા છીએ. ચાંદની રાત, ગાન ગાતું ઝરણું, મૂંગા દૂર ઉભેલા પર્વતો, એ બધાંની વચ્ચે એક ખડક પર બેઠેલ એ ડાકુનો બિહામણો આગેવાન; અને થોડેથોડે દૂર શાન્તભાવથી બેઠેલા અમે. એમ જ લાગવા માંડે કે તપોવનમાં કોઈ શિક્ષકને વીંટીને અંગ્રેજી મુદ્દીમાં વિદ્યાર્થીમંડળી બેઠી છે.

અમારો ભોમિયો પણ હવે હિંમતથી પાસે આવ્યો હતો. એ કંઇક કારણસર ઊભો થઈ અમારા દૂર પડેલા સામાન પાસે જવા લાગ્યો કે પેલાએ બૂમ પાડી :

“ખબરદાર, હાલશો–ચાલશો મા ! તમે ગમે તેવા હો પણ અમે અત્યારે સગા ભાઈનો પણ વિશ્વાસ નહીં રાખીએ.” આ પડકારથી અમારાં હૈયાં કંપી ઊઠયાં.

અમારો ભોમિયો ત્યાં જ થીજી ગયો. ને વળી એનો મીઠો અવાજ ગૂંજવા લાગ્યો:

“જુઓ મારી જ વાત કરું ! મોટા થાઓ ને ઇતિહાસ લખવા બેસો તો આટલું યાદ રાખજો. પેટનો બળ્યો ગામ બાળે. ખૂબ ખૂબ મહેનત કરી, તેમ છતાં જ્યારે પેટ ન ભરાણું અને પેટના દીકરા જેવા બે બળદને વેચવા પડયા ત્યારથી મારું મન ખાટું થઇ ગયું. હજીયે મોટા અમલદારો સારા, પણ નાના તો જળો જેવા. લોહી ચૂંસી લે. મારી દીકરીનું આણું હતું. ઉછીના–ઉધાર કરી એકની એક મા–વિહોણી

બાળકીનું મન ઠારેલું, ત્યાં જપ્તીવાળા જપ્તી લઇ આવ્યા. આણાનાં લૂંગડાં—લત્તા ને દરદાગીના જ ઉપાડચા. મારા અંતરમાંથી રામ હટી ગયા. ઘેર જપ્તી કરવા આવેલ કારકુનને મેં ગોળીએ દીધો. ને ત્યારથી નાઠો. હવે તો આ જંગલ ભલું અને અમે ભલા! પહાડ અમારા પિતા અને ખીણુ અમારી મા! હવે અમે ગમે તેટલા સારા થવા માગીએ પણ સરકારને ત્યાં તો અમારા માટે ફાંસી જ થઈ ચૂકી છે. એટલે હવે આ રીતે બહાદુરીથી મરવું શું ખોટું?"

એ થોભ્યો. એણે એક ખોંખારો ખાધો. અમે તો જાણે એક નવી નિશાળે બેઠા હોઇએ તેવો ભાસ થતો હતો. મને લાગી રહ્યું હતું કે જો માણસ પોતાના પૂરતું પોતાની પાસે રાખે તો એને લૂંટાવાનો ભો જ નહિ. અને પોતે અહિંસક રહે તો મારામારીનો સંભવ જ નહિ.

અહિંસા અને અપરિગ્રહ! અમારા ધાર્મિક શિક્ષક પાસે બાર વર્ષથી એનું શિક્ષણ ને વિવેચન સમજી રહ્યા હતા છતાંય એનું મહત્ત્વ નહોતું સમજાયું, એ આજે સમજાયું. આ રાતના એક કલાકે એવું શિક્ષણ આપ્યું કે જે કદાચ જીવનભરમાં અપ્રાપ્ય હતું.

પેલા ડાકુ આગેવાનના દિલમાં ક્ષણમાત્ર માટે પણ શાન્તિ નહોતી. એની આંખો ચારે તરફ ભય જોતી હતી. એકદમ એની આંખ નદીની ઉત્તર દિશામાં ચોટી રહી.

ત્યાં કંઇ ખળભળાટ જોવાતો હતો.

અચાનક બંદૂકનો અવાજ સંભળાયો.

લૂંટારાઓ એકદમ કૂદીને બે કદમ આગળ જઈ ઊભા. એણે બંદૂક હાથમાં ઉઠાવી, અમારા ભોમિયાને પૂછ્યું:

"તમારી પાછળ કોઈ હતા ?"

"સાત માઇલ દૂરના ગામમાં એક પોલીસની ટુકડી પડી હતી. નરવરમાં શિકાર ગોઠવાયો છે. કદાચ એ આવતા હશે."

"પોલીસ !"

અને આ શબ્દો સાથે હરણાં ફલાંગ મારે તેમ ફલાંગ ભરતા બધા દક્ષિણ દિશામાં દોડી ગયા. થોડીવારમાં શિયાળિયા જેવી લારી સંભળાણી.

એ સાવચેતીસૂચક અવાજ હતો. ચારે તરફ છુપાયેલા બધા ડાકુઓ દક્ષિણ દિશામાં દોડી ગયા.

અને ફરીથી ઉત્તર દિશામાંથી બંદૂકનો અવાજ આવ્યો.

## વાઘનો ભેટો

### [૧૧]

જંગલી જાનવરો સામાન્ય રીતે સમી સાંજથી શિકારનો પ્રારંભ કરે છે, અને પાછલી રાત થતાં થતાં પોતાની બોડ તરફ પાછાં ફરે છે. આ પછી લગભગ આખો દિવસ તેઓ અર્ધનિદ્રામાં પડયાં રહે છે. બને ત્યાં સુધી દિવસે ખોરાક પણ લેતાં નથી ને પાણી પણ પીતાં નથી. બોડ તરફ પાછા ફરતી વખતે દરેક જનાવર જળાશય પાસેથી પસાર થાય છે.

જગત અમારી પાસેથી સરક્યો ત્યારે હજી જાનવરોને બોડ તરફ પાછા ફરવાનો સમય નહોતો થયો. એ ધીરે-ધીરે શિલાઓ પાછળ છૂપાતો છૂપાતો થોડે દૂર ચાલ્યો ને કેવળ ચંદ્રના પ્રકાશના આધારે બંદૂક તથા કારતૂસના હારડાને એક હાથ ઉપર ઊંચાં રાખી; એક હાથથી નદી પસાર કરી ગયો. નદી ખાસ ઊંડી નહોતી જ, છતાં વચ્ચે વચ્ચે ધરા પડયા હતા ને ત્યાં માથોડું દોઢ માથોડું પાણી હતું.

જગતનાં બધાં કપડાં પલળી ગયાં હતાં; પણ તેની તેને પરવા નહોતી. કારતૂસ સૂકાં રહ્યાં એટલે તે નિશ્ચિંત હતો. ઉનાળાની રાત હતી; ને અડધી વીતી પણ ગઈ હતી. છતાં વાતાવરણમાં ઠંડી નહોતી. જગત હમેશાં નાળવાળા બૂટ પહેરતો. એના બૂટની નાળનો પણ અવાજ ન સંભળાય એ રીતે એ સામે કાંઠે આવેલાં જંગલમાં ઊતરી ગયો.

આવા વખતે જળાશયના કિનારે બેસવું: એટલે નકામી હેરાનગતી વહોરવા જેવું ગણાય. જાનવરો પાણી પીવા આવવાનાં જ, છતાંય જગતથી દૂર જવાય તેમ નહોતું. એને તો અમારા ઉપર નજર રાખવાની હતી, અને અમે લૂંટારાઓ સામે નિષ્ફળ જઈએ તો એને જ સામનો કરવાનો હતો.

જગતની પાસે સામાન્ય એવું દૂરબીન હતું, પણ અત્યારે એનો ઉપયોગ બહુ નહોતો. છતાંય એ એટલું જોઇ શકયો કે અમે જોખમમાં નથી; અને આવનાર ગમે તે હોય પણ ઈજા થાય તેવી રીતે વર્તતા નથી. જગત એક નાના ઝાડ પર ચઢી આવનારાઓ વિદાય થાય તેની રાહ જોતો નિરાંતથી બેઠો.

જગતની પીઠ પાછળ મોટું જંગલ હતું. માર્ગ તો આવવા જવાનો હતો જ નહિ પણ નાનાં–મોટાં જાનવરો ત્યાં ઝાડીમાંથી પસાર થતાં. થોડીવારમાં જગતના નાકને ગંધાવી મૂકે તેવી સડેલા માંસ જેવી ગંધ આવવા લાગી. કેટલીએક મિનિટો બાદ ધડબડ, ધડબડ અવાજ સંભળાયો.

એકાએક મોટું ખચ્ચર જેવું કોઈ પ્રાણી બહાર ધસી આવ્યું

ચંદ્રના પ્રકાશમાં જગતે જોયું તો એ રોઝ હતું. રોઝ નિર્દોષ પ્રાણી છે, વનસ્પતિભક્ષક છે; એના મોંની વાસ આવતી નથી. જગત જે ઉપર બેઠો હતો, તે ઝાડની નીચેથી રોઝ પસાર થઇ એક અંધારાવાળા ભાગ તરફ ગયું. પણ એકાએક એના પર કોઇ તલપ્યું.

ઓં........કરીને એ નિર્દોષ પ્રાણી ધડ લઈને જમીન પર તૂટી પડયું. શું થયું એ જોવાનું જગતને એકદમ કુતૂહલ થઇ આવ્યું. એણે ચડ્ડીના ખિસ્સામાં પડેલી બેટરી–ટોર્ચ કાઢી. વિશેષ વિચાર કર્યો વગર એ સ્થળે પ્રકાશ ફેંકયો.

બેટરીનો પ્રકાશ ઝાંખો હતો. પણ તરત જ જણાયું કે રોઝ ઉપર વાઘ તૂટી પડયો હતો. લોહીના ખાબોચિયામાં તરબોળ રોઝના દેહ પર એ ચડી બેઠો હતો, ને તાજું લોહી પીવા તત્પર થયો હતો. અજવાળું પડતાંની સાથે એ ચમકયો. એની કપટી આંખ જગતને જોઈ ગઈ.

ધીરેથી વાઘ ત્યાંથી ખસ્યો, ને પાસેના ઝાડનાં ઝૂંડ પાછળ છૂપાયો. જગતને લાગ્યું કે પ્રકાશથી ડરીને એ ભાગી છૂટયો. એણે બેટરી બંધ કરી અમારી તરફ જોયું પણ થોડીવારમાં પાછળ ખાખરાંનાં સૂકાં પાંદડાં ખખડયાં. અંધારામાં લીલી લીલી બે આંખો ઝગમગી રહી.

જગતની ઉસ્તાદ આંખોએ પરખી લીધું કે નક્કી પેલો વાઘ આવ્યો. એણે પોતાની બંદૂક હાથમાં મજબૂત

પકડી. ખભા ઉપરના કારતૂસના હારડામાંથી ગોળીવાળા કારતૂસ શોધી કાઢયા, અને બંદૂકમાં ભરેલા છરાવાળાં કારતૂસ કાઢી લઇ તે ગોઠવી દીધાં. છતાં જગત જાણતો હતો કે બીજાં જાનવરોનો શિકાર સહેલ છે, પણ વાઘનો શિકાર સહેલ નથી. ભલભલા અનુભવીઓ એમાં થાપ ખાઈ જાય. એને માટે માંચડો જોઈએ; બે ચાર બંદૂકધારી સાથીઓ જોઇએ. હાંકા કરનારા જોઇએ, અને વળી એક વાર છંછેડાઈ ગયેલો વાઘ એક સાથે સાત વાઘનું જોર ધરાવે છે.

થોડા દિવસો પહેલાંની જ ઘટના જગત જાણતો હતો. નરવરના કિલ્લાની મુલાકાત લઈને એક યુરોપિયન દંપતી મોટરમાં પાછું ફરતું હતું. ખેતરોમાં નિદ્ધંદ્ધ રીતે હરણાં-ઓનું ટોળું ચરતું જોઇ ગોરો સાહેબ મોટર થોભાવી શિકાર કરવા ઊતર્યો. ઝાડની પાછળ છુપાતો નજીક પહોંચી ગયો ને એક જ ગોળીએ બે હરણાંને વીંધી નાખ્યાં. ગોરો શિકારી પોતાની ખુશનસીબી ને આવડત પર મલકાતો આગળ વધ્યો, પણ એની કમનસીબી દશેક ડગલાં પાછળ જ ઊભી હતી. એ કમનસીબની ગોળીના અવાજે પાસેની ઝાડીમાં સૂતેલી વાઘણને પણ જાગ્રત કરી દીધી હતી.

વાઘણ ઘૂઘવાટા કરતી ક્ષણવારમાં બહાર નીકળી આવી. એટલામાં જ એ વીંયાએલી, એટલે ઝનૂની હતી. સાચો શિકારી તો આ વખતે એજ સલાહ આપે કે મદદગાર વગરના યુરોપિયને એકદમ પાછા ફરી રસ્તા પર ચાલ્યા જવું જોઈતું હતું; પણ એ ભૂલ્યો. એણે બીજી ગોળી

ચલાવી દીધી. મર્મસ્થળ ઉપર ન આવેલી અનેક ગોળીઓ વાઘ ઝીલી શકે છે. વાઘણ ગોળી ખાઈને બમણા વેગથી તલપી. એક જ સપાટે યુરોપિયનને હતો–ન હતો કરી નાખ્યો. પેલી તરફ એની મેડમ આ દૃશ્ય જોઈ ન શકવાથી મોટરમાં બેભાન બની ગઈ. ભેગા થઈ ગયેલા કેટલાક ગામડિયાઓએ સારવાર કરી તેને શહેરમાં પહોંચાડી.

આ ઘટના બરાબર યાદ હોવાથી અને સામે પણ અમે બધા જોખમમાં હોવાથી જગતને બંદૂકનો ઉપયોગ કરવો ઠીક ન લાગ્યો. એ ત્યાંથી સરકી નદીના કિનારે ક્યાંક છૂપાઇ જવા માટે યત્ન કરવા લાગ્યો. થોડી વાર પૂર્વવત શાંતિ પ્રસરી રહી. જગત આ ભયનું સ્થાન છોડવા ઝાડ પરથી નીચે ઊતર્યો. એ એક નદી તરફ સરકયો. ત્યાં તો પાછળથી હાડ–ચામ ધ્રુજાવી નાખે તેવો ઘૂઘવાટો સંભળાયો.

જગત ઊલમાંથી ચૂલમાં પડ્યો. કટોકટીની ઘડી આવી પહોંચી.

વાઘ એકદમ ઝાડી બહાર આવતો જોવાયો. જગત મૂંઝાઈ ગયો. પાણી સુધી પહોંચી જવાય તો પછી વાંધો નહિ. એ જાણતો હતો કે બનતાં સુધી વાઘ પાણીમાં પડતો નથી. જગતે જરા વેગ કર્યો. ઝાડીમાં પણ એકદમ ખળભળાટ જોવાયો. ત્યાં તો એકદમ કોઈ ઝનૂનપૂર્વક માથા પર ધસી આવતું હોય એવું લાગ્યું ને જગતે સ્વરક્ષણ માટે હવામાં બંદૂકનો અવાજ કર્યો.

બેટરી નાખી હાથે કરીને આફત વહોરનાર જગતે

આ મોટું ડહાપણ વાપર્યું. વાઘને ઘાયલ કરવામાં સાર નહિ. ઘાયલ કર્યો તો માર્યે જ છૂટકો કરવો. બાકી બંદૂકનો અવાજ સંભળાય તો વાઘ જવાની દિશા બદલી નાખે, તેમાં પણ વાઘ ભૂખ્યો ન હોય તો એકદમ જંગલમાં નાસી જાય. જગતના ગોળીબારે વાઘને થંભાવ્યો, એકાદ પળ શાન્તિ રહી. પાછાં પાંદડાં પર પગલાં પડ્યાં. પાછું ફરીવાર કોઈ આવતું જણાયું.

નક્કી વાઘ જ ! વાઘ ખૂબ નજીક આવી ગયો. હવે શું ? નિરુપાયે જગતે બીજો ગોળીબાર કર્યો. આ વખતે વાઘના પગ પાસેથી ગોળી સડસડાટ ચાલી ગઈ. વાઘ છંછેડાયો, પણ અંતર કપાઈ ગયું હતું. જગત નદીના કિનારે આવી પહોંચ્યો હતો. એણે ત્રીજો ગોળીબાર કરી નદીમાં ઝંપલાવ્યું.

વાઘે પૂછડું ઊંચું કરી એનો પીછો કર્યો. કિનારેથી કૂદી નદીના ગોઠણસમાણાં પાણીમાં પડેલ શિલા પર વાઘ કૂદી આવ્યો. જગતે ફરીવાર બંદૂકનો અવાજ કર્યો. ગોળી પથ્થરની શિલા સાથે અથડાણી. શિલાની કચ્ચરો હવામાં ઊડી રહી.

જંગલમાં જબરો પડઘો પડ્યો. ઉપરાઉપરી બે પ્રતિઘોષ થયા. ગોળી પથ્થરની શિલા પર અથડાવાથી કેટલીય નાની મોટી કરચો ચારે તરફ ઊડી રહી. વાઘને ધરતીકંપ જેવો ભાસ થયો. એની આંખમાં, નાકમાં ને બીજે સ્થળે પથ્થરની કરચો લોઢાના નાના છરાની માફક ભોંકાઈ ગઈ. એ મૂંઝાયો. એક વાર ફરી ગર્જના કરી.

પણ હવે ફિકર નહોતી. જગત નદી ઓળંગી ગયો હતો. પથ્થરની શિલા પર બેઠેલો વાઘ નદીના પાણી સામે, જગતની બંદૂક સામે જોઇ એક વધુ વાર ઘૂરકયો.

બીજી તરફ અમારી દશા જુદી હતી : અમારાં દિલ ધ્રૂજતાં હતાં.

ઉપરાઉપરી બંદૂકના અવાજે અમારાં દિલને ખૂબ ભય-ભીત બનાવી નાખ્યાં. ડાકુઓ તો દક્ષિણ દિશા તરફ નાઠા. અમારા ભોમિયાએ ભલે બીજી મદદ ન કરી, પણ સમય-સૂચકતા વાપરી જે પોલીસ પલટનનો જવાબ આપ્યો એ ઠીક જ હતો. આથી લૂંટારાઓ ત્યાં ભરાઈ રહેવાને બદલે પોતાની ગુપ્ત જગામાં છુપાવા ચાલ્યા ગયા.

અમે સહુ ઉત્તર દિશા તરફ દોડયા. કિનારે પહોંચીએ ત્યાં તો જગત આવીને ઊભેલો. વાઘ પાણીમાંના ખડક પર ખૂબ ઝનૂનમાં ખડો હતો અમે બધાએ એક સાથે કારમી કિકિયારી કરી. જાનવર ગમે તેવું બળવાન હોય પણ માણુ-સના ટોળાથી ડરે! માણુસ તો ધારે તો પ્રાણી માત્ર પર સરસાઈ ભોગવી શકે. વાઘ પૂંછડીનો ઝંડો ઊંચો કરી, પોતાની હારમાં પણ જાણે જીત ન હોય એમ દર્શાવતો, એક છલાંગે કિનારા પર કૂદી ગૌરવભરી–શાહી ચાલથી જંગલમાં પેસી ગયો.

જગતના ડહાપણુથી જગત બચ્યો. વાઘના ડહાપણુથી વાઘ બચી ગયો. જો બન્નેનું યુદ્ધ ચાલ્યું હોત તો ન જાણે શું થાત!

જગતને લઈ અમે સહુ અમારા સ્થાને ગયા. અમે અમારી વીતી કહી સંભળાવી. જગતે આપવીતી વર્ણવી. આટઆટલી આફત પછી પણ જગતને જરાય બીક નહોતી કે ભય નહોતો. બીક કે ભયને એણે જન્મથી જાણ્યાં નહોતાં, તો ભલા આજે શી રીતે જાણી શકે? એને તો એક વાત એ મનમાં રહી ગઈ કે જો હું ડાકુઓને મળ્યો હોત તો કેટલીક વિશેષ વાતચીત કરત! અમે બંને આખરે જાતભાઈ ને!

ખૂબ રાત વીતી ગઈ હતી. રસ્તા પર પાછલી રાતનાં ગાડાંનો પણ અવરજવર શરૂ થયો હતો. બેએક કલાક નિદ્રા કાઢવા અમે પથ્થરનાં ઓશીકાં કરી શરીર લંબાવ્યું. સહુ ઘસઘસાટ ઊંઘમાં પડી ગયા.

## પાંચ પગાળી

### [ ૧૨ ]

**ઊંચી** ઊંચી કરાડો, વાદળ સાથે વાતો કરતાં શિખરો અને લીલી હરિયાળી; નરવરના કિલ્લાનાં દૂરસ્થ દર્શનની આ વિશેષતા. બે એક કલાકની ઊંઘ પછી અમારાં શરીર કંઈક હલકાં થયાં હતાં, છતાં ચહેરા પર સુસ્તી દેખાતી હતી. એક આખી રાતમાં, રાતના કેવળ એક જ કલાકમાં અમને જે અનુભવ મળી ગયો, એ કદાચ આખી જિંદગીમાં મળવો દુશ્વાર હતો. ડાકુના શબ્દો હજી મારા કાનમાં ગુંજી રહ્યા હતા, અને જગતની આંખ સામે વનનો પેલો યમરાજ હજીય તરવર્યા કરતો હતો.

સાહસિક સ્વભાવમાં એક ગુણ હોય છે. કાર્ય કર્યા પછી એની ભયંકરતા મીઠાશ આપે છે. ભીરુ સ્વભાવમાં એક દુર્ગુણ એ હોય છે કે એ ભયંકરતા યાદ કરીને સદા ડર્યા કરે છે. અમારી વાતો અમને પાનો ચઢાવી રહી હતી. અને કેટલીકવાર કલ્પનાની પાંખે ચઢીને હું એ ડાકુઓના સાથીદારોમાંનો એક થઈ જતો. ઉજ્જડ અરણ્યનો રઝળ-

પાટ, બંદૂકોની સાઠમારી, મોત ખોળામાં લઈ ડુંગરે ડુંગરે નાસવું; એ બધામાં જાણે રસ પેદા થઈ રહ્યો હતો.

નરવર ગામ હવે નજીક આવી પહોંચ્યું હતું ને એની સીમનાં ઢોરઢાંખર ચરતાં જોવાતાં હતાં. આ તરફના માર્ગ બધા લાલ માટીથી તૈયાર કરેલા હોય છે. આખો રસ્તો જુઓ તો લાલ કંકુ જેવો. ગ્વાલિયર અને તેની આસપાસની બધી સડકો પણ આ જ રંગના પથ્થરની બનેલી. લીલી હરિયાળી વચ્ચે લાલ–કુંકુમવરણા આ રસ્તાઓ દૂરથી તો ખૂબ જ રળિયામણા લાગે.

પણ દુઃખ એક વાતનું કે તેના પર ચાલનારનાં કપડાં એકદમ લાલઘૂમ થઈ જાય. અને એ લાલાશ કાઢવા માટે સારી પેઠે સાબુની અને બહોળા પાણીની જરૂર રહે. અમે એ તરફના પ્રદેશમાં સામાન્ય રીતે જોયું કે ત્યાં ધોતિયું ખૂબ ઊંચું પહેરવાની આદત. મોટા લક્ષાધિપતિનું ધોતિયું જુઓ તો ગોઠણ લગભગનું. એનો પનો આપણે જોઈએ તો હસી જ પડીએ. લાંબું જુઓ તો દશ હાથ ને પનો જુઓ તો પૂરો દોઢ હાથ પણ નહિ. અને આટઆટલું ઊંચે રાખ્યા છતાંય એના પર લાલ રંગની છાંટ તો મોજુદ હોય જ.

આ તરફની ધોતિયા પહેરવાની પદ્ધતિ પણ જુદી હોય છે. કદાચ આપણા કરતાં સૌંદર્યની દૃષ્ટિએ ન ચઢે પણ સ્વાસ્થ્યની દૃષ્ટિએ પહેલું ઇનામ લઈ લે! ધોતિયાને પાંચ માણસો ઝાલીને લટકી પડે તો પણ ન છૂટે એવી મજબૂત રીતે પહેરાય.

પણ આ વાત તો વિષયાન્તર જેવી થઇ. નરવર ગામ લગભગ આવી પહોંચ્યું હતું ને અમારી ટોળીનું સ્વાગત પણ શ્વાનબિરાદરોએ જોરશોરથી લાગણીપૂર્વક કરવું શરૂ કરી દીધું હતું. અમે ગામમાં પ્રવેશ કર્યો. ગામ જૂના ઘાટનું ને ધૂડિયું છે, છતાં કુદરતની મહેરબાની ખૂબ છે.

અમારો ઉતારો ચોરા ઉપર હતો. અમે ચોરા તરફ ચાલ્યા. માર્ગમાં એક સ્થળે લોકોની ખૂબ ભીડ લાગી હતી. લોકોનાં ટોળેટોળાં ઊભરાઇ રહ્યાં હતાં. કો'ક ચોખા લાવતું તો કોઈ વળી પૈસા લઇ આવતું. આરતી ઊતરતી હોય એમ ઘંટડીના રણકાર પરથી લાગતું હતું.

અમે કંઇક કૌતુક છે એમ સમજી તે તરફ ગયા. જોયું તો ભીડની મધ્યમાં એક પાંચ પગાળી ગાય ઊભી હતી. ચાર પગવાળી ગાય તો બચપણથી જોતા આવ્યા હતા, પણ પાંચ પગવાળી ગાય જોઈને અમને ખૂબ આશ્ચર્ય થયું. ગાયને ગળે ફૂલમાળા, કપાળમાં તિલક ને આખા શરીરે શણગાર હતો. પૂજારી જેવા લાગતા ત્રણ જણા એની સેવા કરી રહ્યા હતા. એક આરતી ઉતારતો હતો. બીજો બેઠો બેઠો ઊંચે સ્વરે બોલ્યા કરતો હતો કે " આ ગૌમાતા તો માતા હિમાલયાની બેટી છે. હરદ્વારમાં વર્ષોથી રહેતાં હતાં. આપ લોકોને દર્શન આપવા અહીં પધાર્યાં છે. દૂધ ને ફળ સિવાય કશું લેતાં નથી. ભક્તોને માગ્યાં ફળ આપે છે. "

અમે થોડીવાર ત્યાં ઊભા રહ્યા. લોકોની અજબ

પડાપડી હતી. ખરેખર ગાયને પાંચ પગ ઈશ્વરકૃપા વગર ક્યાંથી હોઈ શકે? નક્કી કોઈ દેવી પ્રાણી!

મારું મન એ માનવા તૈયાર નહોતું. મેં મહાત્માજીના એક લેખમાં ક્યાંક વાંચેલું કે પાંચ પગાળી ગાય એ તો ગાય જાતિ પર એક અત્યાચાર છે. કેટલાક પેટભરા ને ખૂની લોકો જીવતા વાછરડાનો પગ કાપી ગાયની કાંધ ફોલી તેમાં બેસાડી દે છે. ધીરે ધીરે રૂઝ લાવવાના ઉપચારો થાય છે ને પછી એ પગ જાણે કુદરતી હોય તેવો લાગે છે. શું એમ તો ન હોય?

મારું દિલ શંકા–કુશંકાથી ઊભરાઇ રહ્યું હતું. ત્યાં જગતે મને ટોળામાંથી બહાર કાઢતાં કહ્યું: “ અશોક, આ ગાય હિમાલયની નથી. હિમાલયની ગાયો મેં જોઈ છે. એ આટલી નાજુક ન હોય. આપણે શંકર ભગવાનના પોઠિયાની જે આકૃતિ કલ્પીએ છીએ તેવી મદમસ્ત ને ખુંધવાળી એ ગાયો હોય છે. આ ગાય મારવાડ તરફની છે; તેમજ આ લોકો પણ બ્રાહ્મણ કે બીજી ઊંચી કોમના લાગતા નથી. એમની ભાષામાં મારવાડની છાંટ છે. તેમજ આ ગાય, મારા જ્ઞાન મુજબ કેવળ ચાર વર્ષની જ છે.”

જગત ખેડૂતનો વંશજ હતો. જમીન, વરસાદ અને જનાવર વિષે એને જેટલી માહિતી હોય એટલી મને કે મારા સાથીઓને હોવી શક્ય નહોતી. મને જગતના આ વિવેચન પર પૂરતો વિશ્વાસ બેઠો અને તેને મેં પેલા મહાત્માજીવાળા લેખની વાત કરી.

જગતની શંકા મજબૂત થઇ. એણે આનો તાગ લેવાનો તત્કાળ નિર્ણય કર્યો. અમને પણ બીજી કેટલીક ચર્ચા પછી આ બાબતમાં ખૂબ જ રસ પડયો અને અમારા સ્વભાવ મુજબ પ્રથમ આ રહસ્ય જાણવાને અમે સંમતિ આપી. નરવરનો કિલ્લો એક વાર ભુલાઈ ગયો. એ કંઇ જતો નથી રહેવાનો. આ લોકો ગાયને લઈ ચાલ્યા જાય તો પછી અમારી જાણવાની ઈચ્છા એમ ને એમ રહી જવાની.

" સહુથી પ્રથમ તે લોકોનું રહેઠાણુ જોઈ લેવું જોઇએ. " જગતે વાત કરી.

" ભલે, આજે બપોરે થોડી ઊંઘ કાઢી શહેર જોઈ લઈએ. સાંજે તેઓ પોતાના રહેઠાણ તરફ પાછા ફરે ત્યારે વાત ! "

અમે સહુ ચોરા ઉપર ગયા. નાહ્યા, રાંધ્યું ને જમી ફરી મે એક કલાક ઊંઘ ખેંચી લીધી. પણ ભલા, જગતને ઊંઘ કયાંથી ? એણે મેં પેલી મહાત્મા ગાંધીજીવાળી વાત કરી ત્યારથી એ ઉશ્કેરાઈ ગયો હતો. ગાય અને તેના વંશજો તરફ ખેડૂતોને સાચી પ્રીતિ હોય છે. પોતાના પ્રીતિપાત્ર જાનવર પર આવા સીતમ જો સાચે સાચ ગુજરતા હોય તો જગત કદી પણ ન સાંખી શકે ! મારામાં અને જગતમાં આ એક જ સ્વભાવભેદ હતો. હું દુનિયાનાં દુર્ગુણો જોઇ કહેતો કે " ભાઇ, આ તો દુનિયા છે. એમ પણ ચાલે ! " ને જગત એવાં દુર્ગુણો જોતાં જ જલી ઊઠતો ને કહેતો: " આમ કેમ ચાલી શકે ! આમ ન થવું જોઇએ. "

બપોરે અમે ગામમાં ફર્યા પણ તેમાં રસ ન પડયો. સાંજ થઈ. પેલા પૂજારીઓ હવે બધો સંજેરો કરી રહ્યા હતા. અમારા સાથીદારોને અહીં આરામ લેવાનું કહી હું અને જગત ઊપડયા. બંદૂક સાથે લેવાય તેમ નહોતું, કારણ કે લપાતા છુપાતા જવાનું હતું. જગતે એક કિરપાણ ભેટમાં નાખી લીધું.

પેલા પૂજારીઓ કિલ્લાની તળેટી તરફ થઈને જતા હતા. હું ને જગત પણ થોડે થોડે છેટે રહીને ચાલવા લાગ્યા. લગભગ એકાદ માઇલ ગયા હોઈશું. કિલ્લાની પાછળના ભાગના ખાડા–ટેકરા હવે આવ્યા હતા. ચાલતાં જો કે મુસીબત પડતી હતી, પણ છુપાવાની સગવડ સારી હતી.

પેલા પૂજારીઓ ગાય સાથે હોવાથી ધીરે ધીરે ચાલતા હતા. તેઓ એક મોટા ખાડા પાસે અટક્યા. રાત પડી હતી ને ચંદ્રનો પ્રકાશ બરાબર ચારે તરફ વેરાતો હતો. જો કે આકાશમાં આજે નાનાં વાદળાં હતાં, એટલે કેટલીક-વાર અંધારું થઇ જતું.

અમે થોડે દૂર એક માટીની ભેખડની ઓથે રહીને જોવા લાગ્યા. પેલાઓએ ખાડાની આગળ પડેલાં કાંટાનાં ઝરડાં દૂર કર્યાં. તરત થોડો થોડો ઢાળવાળો રસ્તો ખાડામાં જવા માટે થઇ ગયો. ગાયને મોઢે શીંકલી બાંધી હતી. પેલાઓએ એને દોરી. પણ ગાય જાણે જવા માગતી ન હોય, તેમ આગળ વધવાની આનાકાની કરતી લાગી. તરત એક ચીપિયો એની પીઠ પર વાગ્યો ને ગાય અંદર ચાલી ગઈ.

થોડીવારમાં ફરી ખાડા ઉપર ઘાસ-પાન આવી ગયાં ને પેલા ત્રણે જણા સ્વતંત્ર રીતે ઉતાવળા આગળ ચાલી નીકળ્યા. અત્યારની તેમની ચાલવાની ઝડપ ઘણી હતી. અમારે રીતસર દોડવું પડતું.

કિલ્લાનો પાછળનો ભાગ પૂરો થયો ને એક નાના સપાટ મેદાન પર આવી પહોંચ્યા.

વાતાવરણ ધીરે ધીરે પલટાતું લાગ્યું. હવે કેડી પૂરી થઇ હતી ને માત્ર એક આછી આછી પગદંડી પર તેઓ આગળ વધી રહ્યા હતા. નિશાચર પંખીઓ ઝાડમાં સૂતેલાં પંખીઓના માળા પર તરાપ મારતા હતા.

થોડીવારમાં હવામાં એક ભારે ગંધ આવી ને કૂતરાનો ભયંકર રીતે ભસવાનો અવાજ આવ્યો. આ ત્રણ જણામાંથી એકે સીટી વગાડી. થોડીવારમાં સામેથી એક ઊંચો આકાર હાથમાં દીવો લઈને આવતો જોવાયો.

અમને લાગ્યું કે નક્કી અમે કોઈ ભેદી પ્રદેશમાં ઊતરી આવ્યા છીએ. જગતે પોતાના કમર ઉપરની કિરપાણને જરા ઢીલી કરી. અમે બન્નેએ એક વાર એકબીજા સામે જોઇ લીધું. બંનેના ચહેરા ઉત્સુકતાથી ચમકતા હતા.

# જાટ લોકોના સંપર્કમાં

## [ ૧૪ ]

રાતનો પ્રથમ પહોર છેલ્લા કલાકો ગણતો હતો. ચારે તરફ ગીચ ઝાડી પથરાયેલી હતી. એમાંથી ગળાઈ ગળાઈને આવતો ચંદ્રનો પ્રકાશ ખૂબ ઝાંખો ને વિશેષ ભયાવહ હતો.

કૂતરાનું ભસવું બંધ થયું ને ધીરે ધીરે દીવાનો પ્રકાશ નજીક આવતો ગયો. દીવો લઈને આવનાર વ્યક્તિ ખૂબ જ ઊંચી ને પડછંદ હતી. એણે માથે લીંદરડા જેવી પાઘડી વીંટી હતી. ચંદ્રના ઝાંખા પ્રકાશમાં પણ એના કાનની સોનાની મરકીઓ અછતી ન રહી.

પેલા ત્રણે જણાની પાસે આવીને દીવો થંભી ગયો. આવનારે ગરબડી ભાષામાં કંઈક વાત કરી. થોડીએક વાત-ચીત પછી બધા ધીરેથી હસ્યા અને પેલા ત્રણે જણાએ પોતાની પાસેના થેલામાંથી કાઢીને આવનારને કંઈક આપ્યું. આપવાના અવાજ ઉપરથી એમ લાગ્યું કે તેમાં પૈસા હતા.

દીવો ઓલવાઈ ગયો અને ચારે જણા કૂબાઓ તરફ

ચાલ્યા. કૂબામાં રસોઈ તૈયાર થઇ રહી હતી અને ચૂલા પર ચડતા માંસમિશ્રિત ખોરાકની ગંધ જગતના નાકને સ્પર્શી રહી હતી.

" પૂજારીઓ ન હોય. બ્રાહ્મણ કાંઈ માંસ ખાય ? "

" કોણ કહે છે કે બ્રાહ્મણ માંસ ન ખાય. કાન્ય-કુબ્જ બ્રાહ્મણો, કાશ્મીરી બ્રાહ્મણો, મૈથિલી બ્રાહ્મણો બધાય માંસમચ્છી ખાય. કેવલ ગૂજરાત જ એમાંથી બચ્યું છે. "

" તારી વાત બરાબર છે, છતાં પણ મને આ બ્રાહ્મણ નથી લાગતા. તેમની વાતચીત તદ્દન અસંસ્કારી છે, અને સહુથી મોટી વાત તો આવા જંગલમાં શા માટે ઊતર્યા છે ? મારો વિચાર તો અહીં આવ્યા તો હવે પૂરી તપાસ કરીને જ પાછા જવાનો છે. "

અમારી વાતચીત ધીરી હતી. વળી આ કંઇ પ્રશ્નોત્તરી કરવા માટેની પાઠશાળા નહોતી. પગ પર પગ ચડાવી કેવળ મૌખિક હારજીતને અહીં અવકાશ નહોતો. આ તો જીવન ને મોતના સોદા હતા. જરા પણ સંદેહ પડતાં અમારે માથે ભયંકર આફત ઊતરી પડે તેમ હતું. અહીં અમારું મદદગાર કોણ ? વળી ગઈ કાલે જ એક આફત માથા પરથી પસાર થઈ ગઇ હતી. લૂંટાવાની બીક નહોતી. જાન સલામત તો માલની પરવા નહોતી. પણ જગત અને વાઘનો મુકાબલો હજી પણ મારા દિલને કમકમાવી રહ્યો હતો.

અને વધારામાં હાથે કરીને પાછી આ આફત નોતરવી ? જેમ અકર્મીનાં જ્યાં પગલાં થાય ત્યાં બેહાન મેહાન

વળે, એમ અમે જ્યાં પગલાં મૂકતા ત્યાં આફત આવીને ખડી રહેતી. અલબત્ત ફેર એટલો હતો કે આફત આવીને અમને ન ભેટતી પણ એ દેખાય એટલે અમે સામે પગલે જઇને એને વધાવતા. અમારા સ્વભાવનો એ દોષ કહો તો દોષ ને ગુણ કહો તો ગુણ હતો. એમાં એક અજાણી મજા અમને મળતી.

મેં જગતને કેટલોક વિચાર કરીને આગળ વધવાની ઘસીને ના પાડી.

"જગત. જો દુનિયામાં બધાં કામો જોવાનો, તપાસવાનો ને તેના સારા–નરસાનો નિર્ણય કરવાનો ઇજારો આપણે લઇશું, તો પછી ઈશ્વરની જરૂર નહિ રહે!"

"અશોક, આડાઅવળી વાત ન કર! હું પંડિત નથી કે તારી સાથે શાસ્રાર્થ કરી શકું. મારો તો એક જ સિદ્ધાન્ત છે કે જીવ્યા કરતાં જોયું ભલું. ચાલ, આગળ વધ!"

"વીમો ઉતરાવ્યો છે કે નહિ?" હું જગતનો જીદ્દી સ્વભાવ જાણતો હતો એટલે વાતને મશ્કરીમાં પલટાવી દીધી.

"વીમો ઇશ્વરના ઘેર."

આમ કહી જગતે મને ખેંચવા માંડયો.

પેલા ચારે જણા કૂબાઓમાં પહોંચી ગયા હતા. ખોખરા ને તીણા અવાજો હવાની લહરી સાથે મંદ મંદ આવી રહ્યા હતા. ચોકીદાર કૂતરો જરાક ઊંચે માટીના

ટીંબા પર બેઠો હતો. અમે જોયું કે જો અમારે નિરાંતે આ કૂબાઓનું નિરીક્ષણ કરવું હોય તો કૂતરાને બોલતો બંધ કરવો જોઈએ. કૂતરાનો ભસવાનો સહેજ અવાજ થતાં જ આ બધા બહાર નીકળી આવવાના અને એમ થયું તો પછી અમે બે જણા ને પેલી તરફ અનેક જણા. પરિણામે વનવગડામાં કમોતે મરવાનું.

ઝાડીની પાછળ પાછળ અને તે પણ ગોઠણભેર થઈને જવાય તેમ હતું. અમે જાનવરની જેમ ગોઠણભેર ચાલવા લાગ્યા. પેલો ચોકીદાર કૂતરો જે માટીના ટીંબા પર બેઠો હતો, એ ટીંબાની પાછળ જઇ પહોંચવું એવો અમારો ઈરાદો હતો.

આ કૂતરાઓ ખૂબ વિકરાળ હોય છે. નાનાં બચ્ચાં હોય ત્યારથી તેઓને માંસ ઉપર કેળવવામાં આવે છે. દોડતાં હરણને પણ પકડી પાડે એટલા તેજ તે દોડી શકે છે. ગમે તેવો કૂતરો વાઘ–ચિત્તાની સામે માથું નમાવી જાય, પણ આ કૂતરાઓને નાનપણથી શિકારી બનાવવામાં આવેલા હોવાથી એક વાર તો વાઘ સામે પણ બાકરી બાંધે.

આ કૂતરાને નાથવો એ કંઇ રમત નહોતી, પણ જગત કયે દહાડે કોઈ પણ વાતથી મૂંઝાયો હતો. અને જગત સાથે હોય તો હું પણ જમ સામે બાકરી બાંધતાં લેશ પણ અચકાતો નહિ. અમે ધીરે ધીરે એ ટીંબાની પાછળ જઇ પહોંચ્યા. અમારા ગળા ઉપર ખૂબ મોટા ને જાડા રૂમાલ હતા. જગતે એ રૂમાલને પહોળો કરી અંદર

પથરો મૂકી વીંટી લીધો અને તે હાથમાં ઝાલી ધીરેથી આગળ વધ્યો. મેં મારા રૂમાલને દોરડા જેવો ગૂંથી લીધો.

સાપની જેમ અમે પેટભર સરકતા હતા. ઠેઠ પહોંચ્યા પણ કૂતરાને ભાન ન આવ્યું. કદાચ એ તંદ્રામાં પણ હોય. ત્યાં પહોંચતા જ જગતે લપકીને એની ગરદન પકડી લીધી. કૂતરો જોર કરીને ભસવા મોઢું ઉઘાડે ત્યાં મોઢામાં પથરા-વાળો રૂમાલ ઠુંસી દીધો. હું તૈયાર જ હતો. એકદમ આગળ વધીને મારા રૂમાલથી કૂતરાના મોંને કસકસાવીને બાંધી લીધું ને ઘસડી પાસેના ઝાડે બાંધી દીધો.

આ દરમિયાન એના પગના નહોરથી અમારા શરીરે ઘણા ઉઝરડા પડયા હતા. વાઘ જેવા કૂતરાને બાંધી અમે પાછા એક ખાડામાં થોડીવાર લપાઈ રહ્યા. કૂતરો અવાજ કાઢી શકે એવી તક તો અમે આપી નહોતી, પણ સહેજ ધમાધમીથી રખે કોઈનું ધ્યાન ખેંચાયું હોય.

બધે શાન્તિ હતી. કૂબાઓની વચ્ચેથી હસવાનો અને વાતો કરવાનો અવાજ આવતો હતો. અમે આગળ વધ્યા. બધા કૂબા ગોળાકારમાં હતા. સૌથી પહેલો કૂબો જોવા અમે પ્રયત્ન કર્યો. એમાં કોઈ માણસ નહોતું. કેવળ જાન-વર અને કૂકડાં હતાં. ખૂણામાં એક ગાય ઊભી હતી. અમે ઝાંખા પ્રકાશમાં જોયું કે એને પણ પાંચ પગ હતા. છતાં એ જાનવર કાંઇ વેદનામાં હોય તેમ લાગતું હતું.

જગત સહેજ નજીક ગયો. જોયું તો કાંધ ઠોલી નાંખેલી અને નવા વાછરડાનો જીવતો પગ શીવી લીધેલો. ટાંકા

બરાબર ન લેવાયાથી આજુબાજુનો ભાગ ઉપસી આવ્યો હતો. એમાંથી પરૂ ટપકતું હતું. ગરીબ બિચારી ગાય થોડી થોડીવારે ભાંભરડા પાડતી હતી.

જગતની આંખ લાલઘૂમ થઈ ગઈ. જીવનથી એ પશુઓની વચ્ચે ઊછરેલો હતો. તેમાં પણ ગૌરક્ષાને તો એ જીવન–મરણનો સવાલ ગણતો. એ મારી પાસે પાછો આવ્યો ત્યારે ઉશ્કેરાયેલો હતો. મેં એને હાથની નિશાનીથી શાન્ત રહેવા પ્રાર્થના કરી.

અમે આગળ ચાલ્યા. માંસની ગંધ મારા નાકને ગુંગળાવી રહી હતી. હવે તો અમે અસ્પષ્ટ અવાજોની નજીક આવી પહોંચ્યા હતા. સદ્‌ભાગ્યે બધા એક તાપણીની આસપાસ વીંટળાઈને બેઠા હતા, એટલે અમને પાછળથી કોઈના આવવાની શંકા નહોતી.

તાપણામાં જુદી જુદી જાતનાં વાસણોમાં ખોરાક ગરમ થઈ રહ્યો હતો! સહુની પાસે એક એક તાંસળીમાં કંઈ ભર્યું હતું. સામેથી તાપણાના પ્રકાશમાં એમના ચહેરા ભય ઉપજાવે તેવા હતા

એમની ભાષા, પહેરવેશ અને રીતભાતથી અમે જાણી લીધું કે એ ભરતપુર કે તેની આસપાસના જાટ હતા. જાટ લોકો તો મૂળે ઉદ્યોગી જાત. પશુપાલન એ તો એમનો પુરાણો ધંધો. દેશ–પરદેશ સાથે માલની આયાત–નિકાશ માટે એ ઉત્તમોત્તમ સાધન. લશ્કરમાં પણ કામ કરે. એના જેવા વીર જોદ્ધા નહીં. નિમકહલાલ અને અટંકી. પણ વખત

પલટાયો. રેલ્વે વ્યવહાર ચાલુ થયો, ખેતીમાંથી કસ ગયો. લશ્કરમાં પણ જગાઓ ન મળવા માંડી. એટલે કેટલાક નીચા થરના લોકોએ હોંશિયારી અને હિંમતનો દુરુપયોગ આદર્યો. અજ્ઞાનના તો ઘર. કુરિવાજો ને મેલી માન્યતાના જીવતા જાગતા ભંડાર!

એ લોકો કુંડાળે વળીને બેઠા હતા, ત્યાંથી બરાબર સીધાણમાં અમે એક ઝૂંપડીની પાછળ લપાઈ બેઠા. અમારું ધ્યાન એ તરફ હતું, ત્યાં પાછળથી કોઈનો પગરવ સંભળાયો. જગત અને હું સહેજ બાજુમાં સરકયા. એ આકાર પણ ખૂબ પડછંદ હતો. એની નાની કાળી દાઢી અત્યારે ખૂબ ભયાનક લાગતી હતી.

એ આકાર આડોઅવળો ન જતાં અમારા તરફ જ આવ્યો. અમે ઊભા થઈને દોડીએ તો તો ઝટ પકડાઈ જઈએ. ઘૂંટણભેર આગળ જતા હતા, ત્યાં તો પેલો આકાર એકદમ ધસી આવ્યો ને હું એને આવતો રોકવા ઊછળી ગરદને બાઝી પડું એ પહેલાં એણે મારા લાંબા થયેલા હાથમાં છરી પરોવી દીધી.

મેં ડાબા હાથે એના મોં પર સજ્જડ મૂક્કી લગાવી. એક વાર એ પાછો ફરી ગયો ને ઝીણી કિકિયારી કરતો મારા પર ધસી આવ્યો. પણ એજ ક્ષણે જગત પોતાના શિકાર પર શકરોબાજ તૂટી પડે એમ કૂદીને એને ગળે વળગી પડયો. એના છરીવાળા હાથમાં કીરપાણ ઘૂસેડી દીધું.

પેલો કારમી કિકિયારી સાથે જમીન પર પછડાયો. એ કિકિયારીએ બીજાને પણ જાગ્રત કરી દીધા. હવે શું ! મોત સામે આવ્યું.

જગતે અને મેં એક વાર એકબીજા સામે જોયું. મારા હાથમાંથી લોહી ધસારાબંધ વહી રહ્યું હતું.



## અજાણી ઓરત

[ ૧૪ ]

જેટલી ઝડપ થઈ શકે, તેટલી ઝડપથી નાસી છૂટવામાં જ સહીસલામતી હતી. બે ક્ષણ વધુ વીતે તો તો અમારી શી વલે થાય એ કહેવું જેટલું અશક્ય હતું, તેટલું ભયંકર હતું.

પેલો આવનાર પડછંદ પુરુષ બેભાન થઈ નીચે પડ્યો હતો. હું અને જગત વીજળીને વેગે સરક્યા. નાના ટેકરા, નાની નાની ટેકરીઓ અને આછી આછી ઝાડી વચ્ચે અમે પેટવડિયા ચાલ્યા. થોડે દૂર જઈ પાછળ શું થાય છે એ જોવા થોભ્યા.

તાપણીની આસપાસ ખાવાપીવામાં મશગૂલ બનેલા જાટ લોકો પેલાની બૂમ સાંભળી ચમકી ઊઠયા. બે ચાર જુવાનીઆ એકવાર ઊભા થઈ ગયા. પણ પછી જરાય ખળભળાટ ન જણાતાં પુનઃ તેઓ ખાવાપીવામાં મશગૂલ બની ગયા. તેઓ થાકેલા હતા. સાથે સાથે ભૂખ્યા હતા; અને હસવામાં તથા મશ્કરી કરવામાં પડેલા હોવાથી સદા સાવધ

રહેવાની ટેવવાળા તેઓ એકવાર કૂબાઓને તપાસી લેવાની પોતાની રોજિંદી ટેવને વિસરી ગયા. આ એક અનુકૂળ અકસ્માત કહો તો અકસ્માત અથવા સદ્ભાગ્ય કહો તો સદ્ભાગ્ય ગણાય.

અડધોએક કલાક આમ ને આમ વીતી ગયો પેલાઓ ખાઈ–પી ચૂકયા હતા અને હવે જુવાન સ્ત્રીઓ સાથે મશ્કરીમાં અને પોતાની બડાશો હાંકવામાં પડયા હતા. સહુની વચ્ચે એમનો મુખી મૂછો આમળતો ઘડીએ ઘડીએ ભયંકર રીતે મલકતો બેઠો હતો. એની ઉંમર પંચાવનેકની હતી, છતાં એનો બાંધો ખૂબ મજબૂત હતો. માથું મોટું કોળા જેવું ને આખું શરીર કાળી રુંવાટીથી ભરેલું હતું. નાની મોટી કરચલીઓથી ભરેલું મોં મોટી મોટી દાઢીમૂછથી ભયાવહ બન્યું હતું. એને જોઈને મહારાજા સિદ્ધરાજના બાબરા ભૂતની કલ્પના મનમાં ખડી થઈ ગઈ.

બધું શાન્ત થતાં અમે પાછા ધીરે ધીરે કૂબા તરફ ચાલ્યા. પણ આ વખતે અમે ખૂબ સાવચેતી રાખી હતી. છેલ્લામાં છેલ્લા કૂબા પાસે થઈને રસ્તે પડવું એટલો અમારો કાર્યક્રમ બાકી હતો, પણ પેલા બેભાન બનેલા આદમીનું શું ? એ જાગી જાય તો ફરી પાછી ઉપાધિ આવીને ખડી રહે.

જગત ધીરેથી એની નજીક ગયો અને એના હાથ–પગ, પાસેના વૃક્ષના મૂળિયા સાથે બાંધી; એ બૂમ ન પાડી શકે તે રીતે મોઢે કપડું કસકસાવીને લપેટી લીધું. ધીરેધીરે

કૂબાઓની નજીક થઈ અમે રસ્તા પર આવતા જતા હતા, ત્યાં એક કૂબામાંથી દર્દભર્યો અવાજ સંભળાયો.

એ અવાજ સ્ત્રી જેવો લાગ્યો. આ કૂબો શણીઆનો બનેલો હતો. જગતે ખંજરથી પાછળનો થોડો ભાગ ચીરી નાખ્યો. અંદર ઘોર અંધારું હતું. ચીરેલા ભાગમાંથી ચંદ્રનો પ્રકાશ અંદર જતાં સહેજ ઝાંખું ઝાંખું અજવાળું પથરાયું. થોડીવારે એ આછા ઉજાશમાં કૂબાની વચોવચ કંઈક ઢગલો થઈને પડેલું દેખાયું. જગત પૂરેપૂરી તપાસ કરવા જરા આગળ વધ્યો. મેં તરત એના કોટને ખેંચી જોખમમાં ન પડવા જણાવ્યું.

જગત જરા થોભ્યો. થોડીવારમાં ઢગલો થઇને પડેલી પેલી આકૃતિ સળવળી. ચંદ્રનો પ્રકાશ અંદર આવી રહ્યો હતો. અમે ધારી ધારીને જોયું. એ ચહેરો વેદનાભર્યો પણ સુંદર હતો. રૂપાળું ગોળ લાડવા જેવું મોં!

" અરે કોઈ સ્ત્રી લાગે છે!"

" જગત, તું પાગલ થયો લાગે છે. ગમે તે હોય, ચાલો રસ્તે પડીએ."

" ન જાણે કોણ દુ:ખિયારી હશે!" જગતના ઠંડા શબ્દોમાં આવેશ હતો. એના સ્વભાવ પ્રમાણે હવે એ જલદી આ સ્થળ છોડે તેમ નહોતો.

પેલી સ્ત્રીની આંખો ભીની હતી. થોડી થોડી વારે ડૂસકાં ખાતી હતી. એના કપાળ પર મોટું સોનાનું બોર

હતું ને વાળ એકદમ ચોંટાડેલા હતા. આંખો મોટી ને કંઈક ફૂલી ગયેલી હતી. ચંદ્રના પ્રકાશમાં એ ચહેરો કંઈ સુંદર લાગતો હતો. ઉંમર તો કદાચ અઢારેકની હશે.

અરેબિયન નાઈટ્સની અદ્‌ભુત ઘટનાઓમાં જાણે અમે પ્રવેશી રહ્યા હતા. અરે! ગુજરાતની સુંવાળી માટીથી ઘડાયેલા જુવાનોના જીવનમાં આની કલ્પના પણ અશક્ય છે.

જગત એકીટશે એના સામું જોઈ રહ્યો. થોડીવારમાં એને ખાતરી થઈ કે તે સ્ત્રી આ ટોળામાંની નથી. એને ઉપાડીને જ લાવવામાં આવી હશે. એની વેશભૂષા તળ મારવાડી જેવી લાગતી હતી. હું પણ જગતની પાછળ જ ઊભો હતો. મારા હાથ પર થયેલા છરીના ઘામાંથી લોહી ટપકી રહ્યું હતું. મેં પાટો ફરીથી મજબૂત કર્યો.

બિલ્લીપગે જગત ધીરેથી અંદર સરક્યો. એ પેલી બાઈની નજીક જઈ પહોંચ્યો. જગતને જોઈ પેલી ઓરત ચમકી ઊઠી. એ પાછળ ખસી. જગતે ન ગભરાવાની સૂચના કરતાં ધીરેથી મારવાડી ભાષામાં કહ્યું: "બેન, ડરીશ મા! અમે તારા મદદગાર છીએ."

પેલી ઓરત બે ઘડી જગત સામે જ જોઈ રહી, એની આંખોને વિશ્વાસ નહોતો આવતો. પણ અમારી ભાષા, પહેરવેશ ને અમારા મુખપરની સરળતા એને સ્પર્શી રહી. થોડીવારે એ ધીરેથી બોલી.

"કોઈ મદદગાર હો તો મને આ નરકાગારમાંથી

છોડાવો, ને આ મંડળીમાંના હો તો મહેરબાની કરીને મને મારી નાંખો !"

"બેન, ઈશ્વર સાખે કહું છું કે અમે મદદગાર છીએ. અમારાથી ડરશો મા ! અમારો જીવ જતાં પણ તમને મદદ કરીશું. ચાલો, અમારી સાથે બહાર આવો !"

એ ધીરેથી ઊભી થઈ, જાણે વિશ્વાસ કે અવિશ્વાસ, જોખમ કે સલામતી એ વટાવી ચૂકી હતી. ગમે તે રીતે એ મરવા તૈયાર હતી. એક રીતે એ મરી ચૂકી હતી, છતાંય દૂર દૂર નજર કરતાં એના અંગેઅંગમાંથી બીકની કંપારી વછૂટી રહી. એની આંખો ભયત્રસ્ત સસલા જેવી ચકળ-વકળ થતી હતી.

આગળ અશોક, વચ્ચે ઓરત અને પાછળ જગત; એમ સડસડાટ ચાલ્યા. ચંદ્રનો પ્રકાશ બરાબર ખીલ્યો હતો અને વગડાઉ ફૂલો સુગંધી વેરી રહ્યાં હતાં. જગત અને હું ખૂબ જ સાવધ હતા અને વેગથી રસ્તો કાપી રહ્યા હતા. અમારાથી એને સાન્તવન મળ્યું હતું. એ પડતી, આખડતી હોંશભેર અમારી સાથે ચાલતી હતી. અલબત્ત, અમે શક્તિથી મોટું સાહસ ઉઠાવ્યું હતું.

આખું જંગલ નિર્જન હતું. પેલા જાટ નિરાંતથી બેઠા હતા અને અત્યારે આવા સ્થળે કોઈના આવવાની શકયતા તેઓ કલ્પી શકે તેમ પણ નહોતા. લગભગ અડધોએક માઇલ ચાલ્યા હઈશું. નરવરના કિલ્લાનો ઉપરનો ભાગ હવે દેખાતો હતો. એનાં રૂપેરી ચાંદનીમાં રસાયેલાં

મકાનો અત્યારે કોઈ સ્વપ્નભોમની યાદ જગવતાં હતાં. પાછળ બીક હતી, ભય હતો, જાનનું જોખમ હતું; પણ અમારા જીવનનો આ કાળ જ કલ્પનાના પ્રદેશમાં રાચનારો ને સાહસમાં મોજ માણનારો હતો. આજે જેને કોઈ મહા મૂર્ખાઈ કહે: એ તે કાળે અમારી મનમોજ હતી.

થોડીવારે અમે કૂતરાનું ભસવું સાંભળ્યું. ભયંકર રીતે એ ભસી રહ્યો હોય એમ લાગ્યું. દૂર દૂરથી એનો અવાજ સ્પષ્ટ સંભળાતો હતો.

"જગત, જરા જોરથી પગ ઉપાડો!"

અમે વધુ વેગથી ચાલવા લાગ્યા. જોતજોતામાં નરવર ગામની ખૂબ નજીક આવી પહોંચ્યા. રોન ફરતા પોલીસની હાક અવારનવાર કાન પર આવતી હતી. ગામની દિશા સ્પષ્ટ નહોતી, પણ એ અવાજની દિશાએ અમે માર્ગ કાપવા લાગ્યા. મારા હાથની શી દશા હતી, તે તો યાદ કરવાનો અત્યારે વખત જ નહોતો.

પાછળ ઝાડીમાં ખડખડાટ થયો. અમે મૂઠીઓ વાળી-ને દોડવા માંડયું. પેલી ઓરત દેખાવમાં કંઈક નાજુક દેખાતી હતી, પણ શરીર ખૂબ જ સ્વસ્થ હતું. એ ચાલ-વામાં કે દોડવામાં અમારો બરાબર મુકાબલો કરતી હતી.

એકાએક છૂપા દીવાનું અજવાળું અમારા ઉપર પડયું. રખેને પેલા લોકો તો ન હોય. એકવાર અમે સ્તબ્ધ થઈ-ને ઊભા રહી ગયા.

દીવાનો પ્રકાશ વધુ ને વધુ પાસે આવતો ગયો. આવ-

નાર અંધારામાં છૂપાતો ને ખૂણો લેતો આવતો હતો. થોડીવારમાં દીવો બુઝાઇ ગયો.

ખડભડ, ખડભડ અવાજ કરતું કોઈ અમારાથી થોડે દૂર પસાર થઇ ગયું. જગતને લાગ્યું કે હવે પાણી બતાવી દેવાનો વખત આવી પહોંચ્યો. જો પોલીસ હોય તો શરણે થઈ જવું. અને એ રીતે પાછળના શત્રુઓથી પીછો છોડાવવો. ને જો શત્રુઓ જ હોય તો........જગતે એક પળ વિચાર કર્યો, ને કહ્યું કે ત્રણે જણા નાસીએ તો તો શત્રુ પીછો લે. એણે મને પેલી ઓરતને લઈ આજુબાજુમાં સરકી જવા સૂચવ્યું.

મારા હાથની વેદના ઠંડીમાં વધતી જતી હતી. કળતર ખૂબ હતું, પણ જગતને આવી વેળાએ છોડવાની મેં ઘસીને ના પાડી. પેલી ઓરતના ભલા ખાતર છટકવા સૂચવ્યું; છતાં મેં ના પાડી. જ્યાં જગત ત્યાં હું.

અમે આ બધી ધમાલમાં હતા ત્યાં એક ઝીણી સીટી સંભળાણી. એ સીટીની દિશા તરફ કાન આપીએ એટલી વારમાં તો ચારે દિશાઓમાંથી દીવાઓનો પ્રકાશ પડયો. ચારે બાજુથી માણસો દોડી આવ્યા.

જગતે ખંજર ઊંચું કર્યું. પણ એ કંઇ કરે તે પહેલાં અમે પકડાઈ ગયા હતા. અમારા હાથે ને પગે દોરડાં કચકચાવીને બંધાઈ ગયાં.

# સોનાની કથા

## [૧૫]

છૂપા દીવાવાળાને પિછાનતાં અમને વાર ન લાગી. તેઓને પણ અમને ઓળખી લેતાં વિશેષ મુશ્કેલી ન નડી. તે બધા સરકાર તરફથી ડાકુ પકડવા માટે યોજાયેલા સિપાઈઓ હતા.

ગ્વાલિયર રાજ્યમાં ડાકુઓનો ઉપદ્રવ ઠીક ઠીક રહ્યા કરે છે. એ રાજ્યનો એક છેડો ચંબલ નદીને કિનારે પૂરો થાય છે અને તેની સામે કિનારે ધોલપુર રાજ્યની હદ શરૂ થાય છે. બંનેની વચ્ચે ચંબલ (ચર્મણ્યવતી જ્યાં રાજા રંતીદેવે યજ્ઞ કર્યો હતો.) નદી બારે માસ બે કાંઠે વહ્યા કરે છે. બહારવટીઆ હમેશાં બે રાજ્યની હદ જ્યાં ભેગી થતી હોય એવા સ્થળને વિશેષ પસંદ કરે છે.

તેમાં પણ ચંબલનો કિનારો, એટલે ડાકુઓને મન માનો ખોળો! મેં ગીરનાં જંગલો તો નથી જોયાં, પણ ચમ્બલના આ પ્રદેશમાં ભટક્યો છું. કેવી બંકી ભૂમિ! બારે માસ ભરચક્ક રહેતી ચંબલ નદી અને ચોવીસે કલાક

શોધ્યા મળી રહે તેટલા મગરોની વસતી. ચંબલ તરીને પેલે પાર જવું નાના છોકરાના ખેલ નહિ! પણ ડાકુઓ તો એને પણ તરી જાય, અને તે પણ કેવળ કેડ પર મોર બાંધીને અને હાથમાં તેજદાર છરી લઈને.

વળી ચંબલના બન્ને કિનારે ઊંચી ઊંચી ભેખડો. બસો બસો ને પાંચસો પાંચસો માણસો ઘોડા–ઊંટના કાફલા સાથે પડયા પાથર્યા રહે, છતાં એક ફર્લાંગ દૂરથી જનારને માણસની ગંધ સુદ્ધાં ન આવે. ચોરલૂંટારા અહીં ઊતર્યા એટલે જાણે માના ખોળે પડયા. કેવળ ચાર દિશા-ની ચાર ઊંચી ટેકરી પર ઓડા બાંધીને બબે માણસો દિનરાત ચોકી કરે. બાકીના ખાય, પીવે ને લહેર કરે!

આખીય ભેખડો સુંવાળી માટીની બનેલી છે. પચીસ –પચાસ માથોડાં ઊંડી ભેખડના તળીઆના મેદાન પર માટી એવી લીસી ને મુલાયમ કે એકવાર મશરૂની તળા-ઈઓ ભૂલી જવાય. પૃથ્વી આખરે તો માતાની જાતને! ગમે તેવો પૂત કપૂત થાય પણ મા એને તરછોડે?

આ ડાકુઓના ત્રાસથી પ્રજાને બચાવવા માટે દરેક રાજ્ય ‘ ડકૈતી પોલિસ ’નું ખાતું જાળવે છે. આ પોલિસો ખૂબ ચાલાક ને બહાદુર હોય છે. ચાલાક રહેવું એમને અનિવાર્ય છે. ચાલાકીમાં જરા પણ ચૂકયા તો બહારવટી-આ એમને ચટણી જ કરી જવાના. આવી પોલિસને બાતમી મળેલી કે ડાકુઓ નરવરના પ્રદેશની આસપાસ છુપાયેલા છે, એટલે આજે અહીં બંદોબસ્ત રાખેલો.

ડાકુ અને સામાન્ય માણુસ વચ્ચેનો ભેદ તરત પરખી શકાય, તેમાં પણ અમારી સાથે સ્ત્રી ને વળી અમે પણ હજી કુમારઅવસ્થામાં એટલે તેઓ અમને ચોકી પર લઈ ગયા. અમે પણ સહેલાઈથી તેમને અનુસર્યા. અમને તો પાછળ પેલા જંગલી લોકોનાં પગલાં ગાજતાં હતાં, એટલે જે થયું તે સારા સારું માની, અમે પાછળના હુમલાથી નિશ્ચિંત બન્યા. અમે અમારી ટૂંકી ઓળખાણ આપી.

રાતે પકડાયેલો કોઈ પણ માણુસ એમ ને એમ જતો ન કરી શકાય, એટલે તેઓએ બીજો વિચાર સવાર પર રાખી બાકીની રાત પૂરી કરવા અમને પોલીસ પલટનને રહેવાની એક ઓરડી ખાલી કરી આપી. અમારે પણ રાત પૂરતું સુરક્ષિત સ્થળ જોઈતું હતું.

ઓરડીમાં શાન્તિથી અડધોએક કલાક વ્યતીત થતાં અમે પેલી બાઈ સાથે વાતચીત શરૂ કરી. આટલા અમારી સાથેના પરિચય પછી તેમજ પોલીસોને અપાયેલી ઓળખાણ પછી એને અમારા પર વિશ્વાસ બેઠો હતો. એણે ધીરે ધીરે પોતાની કથા કહેવી શરૂ કરી.

" મારું નામ સોનાં, હું મારવાડની વતની છું. પ્રતાપગઢ પાસે આવેલ એક નાના ગામડામાં જન્મી હતી, અને નવ વર્ષની ઉંમરે ત્યાં જ પરણી હતી. મારવાડમાં પ્રવર્તતી બેકારી અને ધંધાહીનતાને કારણે મારા પતિ મુંબઈ રહેતા હતા. તેઓ એક ચોકસીની દુકાનમાં નોકરીએ હતા. ધંધાદારીઓમાં નવા મારવાડી જુવાનને સામાન્ય નિયમમુજબ

નોકરીમાં પહેલાં રસોઈ બનાવવાનું કામ સોંપાય છે, એ પછી ધીરે ધીરે આગળ વધાય છે. મારા પતિ એ રીતે ખૂબ કસાયેલા ને આગળ વધેલા.

"નાનપણથી ગરીબ બાપની દીકરી અને તેમાં પડદા પ્રથાવાળા પ્રાંતમાં જન્મેલી એટલે દોલત કે દુનિયા બેમાંથી એકે વાત ન જોયેલી. પતિની આવક ઠીક થતાં તેમજ મારી યોગ્ય ઉંમર થતાં હું મુંબઈ ગઈ. થોડા દહાડા ખૂબ આનંદ-માં વીતાવ્યા પણ અચાનક મારા પતિ માંદા પડયા. લોહી-ની અછતનો રોગ હતો, ને હજી પૂરી ચાકરી ન થાય ત્યાં તેઓ ગૂજરી ગયા. હું મુંબઇ ગઈ અને આમ બન્યું એટલે સગાંવહાલાં મને અપશુકનિયાળ લેખવા લાગ્યાં. હું તર-છોડાઇ. મારી ખબર કોઇ ન લેતું.

"આ વેળા એક જણાએ મને આશરો ને આશ્વા-સન આપ્યાં. ભાઈઓ બસ, આ પછીની વાત તમને કહેવાને યોગ્ય નથી. તમારી પવિત્રતા આગળ મને મારી શરમ મારી નાખે છે." બાઈની આંખમાં આંસુ આવ્યાં.

"બેન, અમને તારી દુઃખદ કથની સાંભળી તને દુઃખી કરવાની ઇચ્છા નથી. અમારે તો એટલું જ જાણવું છે કે તું આ લોકોના હાથમાં કેવી રીતે ફસાણી? અમારા પર ભરોસો હોય તો બેન, અમારું વચન છે કે અમે તારા સુખ માટે મરી ફીટવા તૈયાર રહીશું." જગતે પેલી બાઇને આશ્વાસન આપ્યું.

"સો સો વર્ષ જીવો મારા વીરા! તમારા પરના

ભરોસાથી તો ચાલી આવું છું. મારી એટલી કથા અધૂરી રાખી આગળ કહીશ કે પછી હું ગર્ભવતી થઈ. વિધવા ઓરત ગર્ભવતી હોય એ સમાજ ન જીરવી શકે. જેણે મારો સાથ દીધેલો એણે પણ ફજેતો થતાં મને છોડી દીધી. હું નિરાધાર બની. જેમ તેમ મારા ગામ આવી.

"આ વેળા આ ધુતારા લોકોના મુખીઆ બુદ્ધાસીંગ સાથે મારો મેળાપ થયો. એ હતા તો જાટ, પણ નીચી પાયરીના, વહેમી ને જંગલી! વણઝારાનો, વળગાડનો, ધુતવાનો ધંધો કરનારી એ મંડળી હતી. બુદ્ધાસીંગની ચાલાક આંખો મારી સ્થિતિ પરખી ગઈ અને મને આશરો આપવાને બહાને ભોળવી લીધી. હું તેની સાથે ચાલી ગઇ. પૂરે માસે મને પુત્રજન્મ થયો. મારા વીરાઓ, શું એનું રૂપ અને શું એનો ચહેરો! એને જોઇ જોઇને હું તો ગાંડી થઇ જાઉં, અને આ જાટ લોકો પણ કેવા ભલા, કેવા સંયમી! મારા ચહેરા સામે કોઈ આંખ પણ ન માંડી શકે! કોઈ આંખ માંડવાની હિંમત કરે તો મુખિયો એને જીવતો ચીરી નાખે! ક્રૂર કસાઈ જેવા, ચોર–બદમાશ પણ પૂરા, છતાં સ્ત્રીઓ તરફ બહુ જ સભ્ય. હું તો સ્વર્ગના સુખમાં પડી. અમે દેશ દેશ ભમતાં, સુંદર નગરીઓ જોતાં ને સુખ માણતાં.

"પણ આ મારું સ્વર્ગ ટૂંક સમયમાં છીનવી લેવાયું. મારો બાળક ચારેક માસનો હશે તે વેળા અમારા ટોળામાંની એક બૂઢી ઓરત મારી પાસે આવી. એ બહુ ભલી સ્ત્રી હતી. એ મીઠાશથી મારી સાથે વાતો કરતી. આ

વખતે ભરતપુરનાં જંગલોમાં અમે મુકામ કર્યો હતો. દર આઠ મહિને ચોમાસામાં બધા જાટ આ જંગલોમાં ભેગા થતા અને એક માસ રહી કમાણીનો હિસાબ કરતા તેમજ આઠ માસનો થાકોડો ઉતારતા.

"પેલી ડોશીએ ધીરેથી વાત શરૂ કરી: 'દીકરી સોના, કાલથી આઠ દહાડા સુધી આપણો ઉત્સવ ચાલશે. પછી બધા દેશપરદેશ ધંધા માટે નીકળી પડશે."

મને તો ઉત્સવની વાત સાંભળી આનંદ થયો. મેં કહ્યું: "માંજી, ત્યારે તો ખૂબ ગાશું–બજાવશું."

"હા બેટા, પણ એક વાતની ચિંતા છે. એ ચિંતા તું ધારે તો ઓછી કરી શકે!"

"માજી, તમે લોકોએ તો મને જીવન આપ્યું છે. તમારા માટે હું શું ન કરું! બોલો, મારા લાયક એવું શું કામ છે?" મેં આભાર માનતાં કહ્યું. હું આ ભલા લોકો માટે મારાથી શક્ય હોય તે બધું કરવા તૈયાર હતી.

"પહેલાં વચન આપ બેટા! સોગન ખા દીકરી!" બૂઢી વાતને વધુ મક્કમ બનાવી રહી હતી. હું તો જે કહે તે કરવા તૈયાર હતી. મેં વધારે વિચાર્યા વગર કહી દીધું:

"મારું વચન છે માજી! મારા દીકરાના સમ છે, હું ના પાડું તો."

"સોના, આપણા પૂર્વજોના નિયમ મુજબ આ ઉત્સવ

આઠ દિવસ ચાલશે. આઠમે દિવસે બાર મહિનાની કમાણીની વહેંચણી કરી સહુ પોતપોતાની થેલી બાંધી મુખીઆને જાળવવા આપશે. મુખીઓ અને તેના બે પવિત્ર સાથીદારો મધરાતે એક ખાનગી સ્થળે જશે અને ત્યાં ખાડો ખોદી ધર્મોત્સવ કરી, પવિત્ર ધૂપ–દીપ ધરી, નૈવેદ્ય ચઢાવી ધનને દાટશે." બૂઢીએ જરા શ્વાસ ખાધો.

"માજી, કોઈ શરાફને ત્યાં શા માટે નથી જમે કરાવતા."

"સોના, શરાફનો શો ભરોસો! આપણો ધંધો તો જાણે છે ને? શરાફને બહુ માહિતી પણ ન અપાય. એ લુચ્ચો બધું કઢાવી જાય. પૃથ્વી માતા સિવાય બીજા પર ભરોસો ન રાખી શકાય. પણ પૃથ્વીમાતાને આ ધન સોંપતા પહેલાં ધરવવી તો જોઈએને! એને ખુશ રાખવા બલિ આપવો જોઈએ જ."

"માજી, શેનો બલિ?"

"બેટા, જેવા તેવાનો નહિ, મનુષ્યનો."

"શું મનુષ્યનું બલિદાન?" મારાં રૂંવે રૂંવાં ખડાં થઈ ગયાં. હું માંસાહારી નથી. તેઓને માંસાહાર કરતાં મહામહેનતે જોઈ શકતી. છતાં સહુસહુનો આહાર સહુ કરે, એમાં મને વાંધો નહોતો. પણ મનુષ્યના બલિદાનની વાત સાંભળી ચમકી ગઈ. બૂઢીનો ચહેરો સખત થતો જતો હતો.

"સોના, ઉતાવળી થઈશ નહિ. મનુષ્યનું બલિદાન એટલે મોટા માણસનું નહિ. મોટા માણસે તો શાં શાં

પાપ ન કર્યાં હોય. જે પૃથ્વીમાતાએ સીતા જેવી સતીને જન્મ આપ્યો એને દોષિત માણસનું બલિદાન ન ચાલે."

"તો મા, નિર્દોષ માણસ જ દુનિયામાં મળવો મુશ્કેલ છે."

"નિર્દોષ માણસ મળવો મુશ્કેલ છે ? ગાંડી, ભૂલે છે કેમ ! આ રહ્યો મારો બેટો ! દુનિયામાં બેટા, એણે કંઈ પાપ કર્યું છે ? પૃથ્વીમાતાને ખૂબ વહાલો લાગશે. પૃથ્વીમાતાએ જ તેને આપણી પાસે મોકલ્યો છે"

"શું મારા પુત્રનું બલિદાન !" મેં બૂમ પાડી.

"સોના, તારું વચન યાદ કર ! તારા સોગન યાદ કર. હવે તું ગમે તે કર, પણ સોગનથી તારા બાળકને અમને આપી ચૂકી છે."

"હું કોઈ પણ ભોગે મારા લાલને આપીશ નહિ."

"તારે વચન પાળવું પડશે. તું ખુશીથી નહિ આપે તો જબરદસ્તીથી લઈ લેવો પડશે. તું આપી ચૂકી છે. તારું રક્ષણ અમે મફત નથી કર્યું !"

હું એનો જવાબ ન આપી શકી. મને લાગ્યું કે આખો સંસાર ધ્રૂજી રહ્યો છે. ધરતીકંપના આંચકાઓ પૃથ્વીને ફાડવા ગર્જી રહ્યા છે. શેષનાગ ક્રોધે બળીને પોતાની વિષજ્વાલાઓનો લાવારસ મારા પર ફેંકી રહ્યા છે. હું ક્યાં જાઉં ! કોનું શરણ શોધું !"

જગતની આંખો લાલઘૂમ બની ગઈ હતી. પેલી બાઈ

કે જેનું નામ સોનાં હતું; એની આ આપવીતીએ અમારી નસોને થનગનાવી મૂકી. અમને એમ લાગ્યું કે આવા જંગલી લોકોનો મુકાબલો કરી શા માટે એમનો નાશ ન કરવો.

સોનાં પોતાની પુરાણી દર્દકથાને યાદ કરી એક વાર ખૂબ રડી પડી. થોડીવારે શાન્ત થતાં એ આગળ બોલીઃ

"મારા વીરાઓ, મારી કથા હું યાદ કરું છું ને મારી છાતી ચીરાઇ જાય છે. પણ એટલા જ માટે એ તમને કહું છું કે તમો સાહસવીરો છો. ફરીથી મારા જેવી કોઈ દુઃખિયારી તેમના હાથમાં ન સપડાય એ માટે કદાચ કંઈ કરી શકો."

"બેન, અમે એ માટે ભરચક કોશીશ કરીશું." જગત ખૂબ ઉશ્કેરાયેલો હતો. એની આંખો ક્રોધે ચઢેલા કેસરીસિંહ જેવી ચકળવકળ થતી હતી.

સોનાએ પોતાની દર્દકથા પુનઃ શરૂ કરીઃ "મેં પેલી બૂઢીને પગે પડીને આમ ન કરવા વિનવી. એણે જરા સખત ચહેરા સાથે કહ્યુંઃ 'સોના, વધુ રકઝક ન કર! તું ના પાડીશ તો પણ તારા બાળકનું એ માટે નિર્માણ થઇ ચૂક્યું છે. તારું પાલનપોષણ જ એ માટે થયું છે. દર વર્ષે આ રીતનો ઉત્સવ ઉજવાય છે. તારા કારણે એમાં ભંગ ન કરી શકાય."

"પણ એ મનુષ્યબલિથી શું થશે?"

"અમારું ધન પૃથ્વીમાતા સ્વીકારશે, જાળવશે ને જે કોઇ લેવા આવશે એને સાપ થઇને ડસશે."

"જુઠી વાત છે. જે પોતાના પુત્રનો ભોગ લે એ માતા નહિ પણ ડાકણ છે. મને ખબર ન હતી કે હું કસાઇવાડે આવી છું. મને જે સુખ ને આરામ આપવામાં આવે છે તે મને રૂષ્ટપુષ્ટ કરી એક દહાડો સુખેથી મારી હત્યા કરવા માટે?"

"છોકરી, વધુ ચિબાવલી ન થા. રાજી થા કે નારાજ, તારું બાળક પૃથ્વીમાતાને ભેટ ધરાશે. આજથી આઠ દહાડા બાકી છે. તારે રમાડવો હોય તેટલો રમાડી લે!"

"ગમે તે થાય પણ હું મારા બાળકને નહિ આપું. દુષ્ટો, ભલે હું ગરીબ ગાય રહી પણ મારાં શીંગડાં સાબૂત હશે ત્યાં સુધી તમારી સાથે લડીશ. પહેલાં હું મરીશ પછી એ."

'હા....હા....હા....' પેલી બૂઢી ભયંકર રીતે હસી. એનો ચહેરો અત્યારે એટલો વિકરાળ લાગતો હતો કે હું તેની સામે ન જોઈ શકી. બૂઢી ચાલી ગઇ. મેં મારા બાળકને બચાવવા માટે અહીંથી નાસી છૂટવા તૈયારી કરી."

# પિંજરનું પંખી

## [ ૧૬ ]

" બીજા દિવસથી ઉત્સવનો આરંભ થયો. હું ગરીબ ગાય હતી. બુદ્ધાસીંગના એક હાથમાં જેટલું બળ હતું તેટલું મારા આખા દેહમાં નહોતું. છતાં પણ હિંમત ન હારતાં છેલ્લી ઘડી સુધી એની સાથે બાખડી લેવાનો નિર્ણય કર્યો. "

સોનાએ પોતાની વિતકકથા ચાલુ રાખતાં કહ્યું. હજી બિચારીએ દુનિયા પૂરેપૂરી પિછાણેલી નહિ, ત્યાં એને માથે આવાં આવાં વીતક જોઇ અમારું હૈયું કામ કરતું નહોતું. દુનિયાનાં પાપો ને ઉજળા ડહાપણના એ દહાડા નહોતા. સોનાએ કેવી બહાદુરીથી સામનો કર્યો, એ જાણવાની અમારી ઇંતેજારી ખૂબ વધી ગઈ હતી.

" ઉત્સવઘેલા આ લોકો તો રોજ રોજ અનેક વેશ કાઢતા, ભાત ભાતની મિજબાનીઓ કરતા. બિલકૂલ ગાંડા થઈ ગયા હોય તેમ નાચતા–કૂદતા. રોજ ખડીઆમાં ખાંપણ લઈને ફરનારા આ લોકોને આવતી કાલની ચિંતા

ન સતાવતી. આજનો દહાડો આનંદમાં વીત્યો તો કાલની વાત કાલે.

"મેં છૂપી રીતે બધી તૈયારી કરી લીધી હતી. પુત્રના બલિદાનથી ચિંતાતુર દેખાતા મારા મોં ઉપર પણ મેં બનાવટી આનંદ લાવી મૂકયો હતો. હું બધા સાથે હસતી, રમતી, નાચતી. વનફૂલોની માળા બનાવી મારા પુત્રને શણગારતી. કુંકુમ અને ગોચંદનની અર્ચા કરતી. મને આનંદમાં જોઈ બધાં ખૂબ ખુશ થતાં. સહુ મારા પુત્રને ઉછાળતા ને રમાડતા. કેટલાંય ઘરેણાં લાદતા. પણ આ બધાના કરતાં બુદ્ધાસીંગની નજર મારા પર જુદી જાતની હતી. એ તે દિવસથી શંકાભરી નજરે મારી તરફ જોયા કરતો. ખાનગી રીતે એક મજબૂત સ્ત્રીનો મારા પર પહેરો પણ રાખ્યો હતો.

"આ કસાઈઓના ટોળામાંથી મારે છટકવું હતું. સહેજ પણ ભૂલચૂક થાય કે અમે બન્ને ખલાસ હતાં. છતાં સામે ગમે તેવો હિમાલય ખડો હોય તો પણ હું સામનો કરવાના નિર્ણય પર હતી. સહુથી પહેલાં મેં પેલી બૂઢીને વિશ્વાસમાં લીધી. એને જણાવ્યું કે તમે લોકોએ મને પાળી–પોષી તો, ભલે મારૂ ફૂલ તમારા દેવને ચઢે. ખરેખર મારાં ધનભાગ્ય છે.

"એ બંધી ડોસીને પહેલાં વિશ્વાસ તો ન આવ્યો; પણ બે દહાડાની મારી વર્તણૂક જોતાં એને કંઈક પતીજ પડવા માંડી. પતીજ પડતાંની સાથે સાથે મારા પર પહેરો

ઢીલો થવા માંડયો. તેમની માન્યતા એવી હોય છે કે જો માતા ખુશીથી પુત્રની ભેટ કરે તો ઘણું સારું કહેવાય. એ બલિદાન મા વસુંધરાને ખૂબ ગમે. મને ખુશ જોઇને તેમજ પેલી ડોશીનો રિપોર્ટ બુદ્ધાસીંગને મળતાં એ પણ નરમાશથી મારી સાથે વર્તવા લાગ્યો.

" આમ ને આમ ઉત્સવના છ દિવસ વીતી ગયા. આજ છઠ્ઠા દિવસની રાત પડતી હતી. હું અમારા દેશની શૂરવીર નારી પન્નાનું સ્મરણ કરી રહી હતી. એની હિંમત અને શહૂર મારામાં ભરવા ઇશ્વરને પ્રાર્થી રહી હતી. આ રાતે જ હું ભાગી છૂટવાની હતી. બુદ્ધાસીંગ પોતાના સાથીદારો સાથે રાતે દ્રવ્યની વહેંચણી કરવા બેસવાનો હતો. બાર મહિનાની કમાણીનો હિસાબ થવાનો હોવાથી અને એક બીજાના પક્ષકારોની તે વખતે ત્યાં જરૂરત પડે માટે બધા ત્યાં ભેગા મળવાના હતા.

" આ વહેંચણીના દિવસ માટે મેં ઘણું સાંભળ્યું હતું. કેટલીકવાર જબરી લડાઈ જામી પડતી. ભાગ પાડવામાં વાંધો પડતો ત્યારે છૂટે હાથે ખંજારો ને છરાઓ ઊડતા. આ વેળા બુદ્ધિસીંગને મક્કમ હાથે કામ લેવું પડતું. એના વિશ્વાસુ સાથીદારોને એ ખાસ સાવધ રાખતો. એ વખતે એનો પોશાક ખૂબ જ વિચિત્ર રહેતો. આખી કમર ઉપર છરાની હારમાળા, માથે પોલાદનો ટોપ ને હાથમાં ફરસી રાખતો. છાતી ઉપર લોઢાની ઝીણી સાંકળથી ગૂંથેલું કમીજ પહેરતો અને બન્ને કાંડે ત્રણ ત્રણ ઈંચનો પહોળો લોઢાનો પટો બીડતો.

"આ વેળા સહુને દારૂ પીવાની મનાઈ હતી. દારૂ પીનાર વહેંચણીના પવિત્ર કાર્યમાં ભાગ ન લઈ શકતો. છતાં બુદ્ધાસીંગ સવારમાં ખાનગીમાં છાંટો પાણી કરી લેતો, જેથી મોટી આંખોમાં ડરામણી લાલી ભરાયેલી રહે. થોડીવારમાં મોટા ઘડાઓ ને પોઠોમાં બધો માલ વહેંચણીના સ્થળ પર લઇ જવામાં આવ્યો. રાત થતાં થતાં બધા પોતપોતાના પક્ષકારો સાથે ત્યાં જઈ પહોંચ્યા. મારા પર નજર રાખવા બૂઢી ડોસીને કહી બુદ્ધાસીંગ પણ ત્યાં જવા રવાના થયો. આજનો દિવસ આનંદનો પણ લેખાતો અને બીજી રીતે ચિંતાનો પણ લેખાતો. આ ચિંતામાં બુદ્ધાસીંગ મારી મુલાકાત ન લઇ શકયો. બૂઢીનો મોટો દીકરો આ ટોળામાં હતો, એટલે બૂઢી પણ તેને સલાહ–સૂચના આપવામાં મગ્ન હતી.

"ટૂંકામાં મારી તરફ કોઇનું ખાસ લક્ષ નહોતું. ચોકીદાર કૂતરાઓને તો સવારથી વહેંચણીના સ્થળની આસપાસ ગોઠવી દીધા હતા, એટલે લગભગ મારો માર્ગ નિઃશંક હતો. કેવળ ચિંતા એ વાતની હતી કે હું બીજા નિર્ભય સ્થળે પહોંચવાનો સગવડભર્યો માર્ગ નહોતી જાણતી. ઈશ્વરને હાથ બધું સોંપી મેં સંતાડી રાખેલ એક મર્દનો પોશાક ચઢાવ્યો. કાનમાં કેવળ મરકીઓ રાખી બધા અલંકારો દૂર કર્યા. મારો લાંબો કેશકલાપ એવી રીતે બાંધી લીધો જેથી ઉપર પાઘડી આવતાં કશુંય ન દેખાય. આ લોકો મૂછ દાઢી રાખતા પણ મારી ઉંમર નાની હતી. કેટલાક દાઢી ન રાખવાના મતના હતા એટલે તેઓમાં ખપી જાઉં તેમ

હતું જ. મેં બધો પોશાક પહેરી મારા પુત્રને લઈ પથારીમાં સુવાનો ડોળ કર્યો. એક ઝીણી ચાદર ઓઢીને સૂઇ ગઇ અને જાણે ઘસઘસાટ ઊંઘતી હોઉં તેમ દેખાવ કર્યો.

"પેલી ખૂંધી ડોશીનું દિલ એના દીકરા પ્રત્યે હતું. બુદ્ધાસીંગ સાથે જીવનું જોખમ ખેડતા, એક બહાદુર સાથી લેખાતા પોતાના પુત્રને કંઇક વધુ મળવું જોઇએ એવી એની આંતરિક ઇચ્છા હતીઃ તેમજ બેએક વર્ષમાં એ ઠીક ઠીક કમાઇ લે તો આ લોહીનો ધંધો છોડી ઘરગૃહસ્થી મંડાવવાનો પણ વિચાર હતો. બૂઢી વફાદાર હતી, સાથે કંજૂસ પણ હતી. સવારથી એ ઘણા આગેવાનોને મળી આવી હતી ને પોતાના દીકરા માટે ભલામણ કરી આવી હતી. સાંજે બધે ફરી આવ્યા પછી થોડીવારે એ મારા પાલામાં આવી. તેણે મારા ઉપર ઉડતી નજર નાંખી. મને નિરાંતે ઊંઘતી નીરખી તેમજ મારા બાળકને પાસે પડેલો જોઇ નિશ્ચિંત બની બહાર નીકળી. એને વહેંચણીનું કાર્ય જોવાની ઘણી ઉત્કંઠા હતી. એ વહેંચણીના સ્થળની નજીક જઇને બેઠી

"બસ, હવે બધું નિર્જન હતું. હું ઈશ્વરનું નામ લઈ, વીરનારી પન્નાનું સ્મરણ કરીને ઊભી થઈ. થોડાક ગાભા ને ડૂચા ભેગા કરી મારી પથારીમાં માણુસ સૂતું હોય તેમ દેખાય તેવી રીતે ગોઠવી, પાસે બાળકના જેવો પણ દેખાવ કરી બન્ને ઉપર ચાદર ઓઢાડી ચાલી નીકળી. દરવાજા પાસે આવી મેં એકવાર પાછા વળીને જોયું. મારી આ રચના પર મને જ હસવું આવી ગયું."

એક શ્વાસે વાત કરતી સોનાં અહીં થોભી. અમે એની

હોશિયારી ને નીડરતા જોઇ એકવાર મંદહાસ્ય કરી ઊઠયા.

"સોનાં જાતની સ્ત્રી છે, પણ છાતી મર્દની. તારા જેવાં જ સ્ત્રીરત્નો દેશને જોઇએ છે. આજ ઝાંસીની રાણી લક્ષ્મીબાઈ, રાણી દુર્ગાવતી, ચાંદબીબી જાણે અમારી સામે જાગતી થાય છે." હું ભાવાવેશમાં બોલી ઊઠયો.

"મારા વીરાઓ, પણ એ હાસ્ય મારું અંતિમ હાસ્ય હતું. હું હિંમત કરી બહાર નીકળી. રાત અંધારી હતી. માર્ગ અજાણ્યો હતો પાછળ ભય ખડો હતો. હાથમાં પુત્રનો ભાર હતો ને સ્ત્રીનો દેહ હતો, પણ ઈશ્વરની યાદથી મારામાં અનેક ગણું બળ આવી ગયું હતું. હું ખૂબ વેગથી ચાલવા લાગી. મારું બાળક જાગી જાય અને રોઇ પડે તો બધો ખેલ ખલાસ હતો. બધી તકેદારી સાથે હું માર્ગ કરતી આગળ વધી.

"મારો માર્ગ વહેંચણીના સ્થળની નજીક થઇને જતો હતો. ત્યાં ખૂબ હોકારા થતા હતા. બધાની વચ્ચેથી તદ્દન સ્પષ્ટ તરી આવતો બુદ્ધાસીંગનો અવાજ સાંભળી શકાતો હતો. એ અત્યારે ખૂબ ગુસ્સામાં હતો, એમ લાગતું હતું. ત્યાં તો એકદમ હોહા થઇ. પાછળથી મેં જાણ્યું કે પેલી બૂઢીના છોકરાએ જ પોતાના હિસ્સા બદલ વિરોધ કર્યો ને એ વિરોધના પરિણામે જ બુદ્ધાસીંગનો છરો એના કાળજાને ભેદી રહ્યો. હોહા થતાં બધા ખડા થઇ ગયા. બુદ્ધાસીંગે વહેંચણી બીજા દિવસ પર મુલત્વી રાખી. છોકરાના શબને ઠેકાણે પાડવા આજ્ઞા કરી અને દ્રવ્ય પહેરામાં મૂકી સહુ રહેઠાણ તરફ પાછા ફર્યા.

"નસીબ બે ડગલાં આગળ. મારી ગણતરી હવે ખોટી ઠરે એમ હતું. પેલા લોકો હું નાસી ગઈ તે જાણી લે એ પહેલાં મારે સુરક્ષિત સ્થળે પહોંચી જવું જોઈએ. મેં ફરીથી ભગવાનને યાદ કર્યો. કાંટા કાંકરા ને ખાડા–ખડીઆ વાળો રસ્તો હતો, પણ પુત્ર–પ્રેમની ખાતર કશુંય ગણ્યા વગર આગળ વધી. દુનિયામાં ઘેલામાં ઘેલું પ્રાણી મા છે.

"અડધોએક કલાક વીત્યો હશે. હું લગભગ માઈલેક આગળ વધી હઈશ. મારી નજર ચારે તરફ કોઈ ગામની શોધ કરી રહી હતી કે જ્યાં આશ્રય મળી શકે. ત્યાં તો પાછળ કૂતરાનું ભસવું સંભળાયું. ધડબડ ધડબડ અવાજ થવા લાગ્યા. મેં મારી ગતિ વધારી. મારા પગ બિલકુલ લોહી લુહાણ થઈ ગયા હતા. આખે શરીરે પરસેવો વળી ગયો હતો. શરીર તો થાકીને લોથ થઈ ગયું હતું. છતાં મેં તનતોડ પ્રયત્ન કરી આગળ વધ્યે રાખ્યું.

"પણ મને પકડવા આવનારનાં પગલાં સ્પષ્ટ સંભળાતાં હતાં. તેઓ મારી ખૂબ નજીક આવી ગયાં હતાં. હવે બચવાનો કોઈ માર્ગ નહોતો. આખરે મેં મારા બાળકને કોઈ બચાવી લેશે એ દૃષ્ટિએ પાસેના એક ખાડામાં ઊગેલા ઘાસ ઉપર મૂકી દીધું. મેં આડો રસ્તો લીધો. પેલા લોકો એ ક્ષણમાં મારી નજીક દેખાયા. કૂતરાઓ મારી આસપાસ વીંટળાઈ વળ્યા.

"એ ક્ષણ બાદ હું કેદી બની. પેલા લોકો મારા બાળકને ન જોતાં ખૂબ ઉશ્કેરાઇ ગયા. મને માર માર્યો અને બાળક વિષે પૂછવા લાગ્યા. મેં અસહ્ય મારથી પણ

ન માન્યું એટલે તેઓએ આજુબાજુ તપાસ કરવાનો નિર્ણય કર્યો. પણ હું નાસી જાઉં તો? તે લોકોના નિયમ મુજબ પકડેલા કેદીને જાળવી રાખવા ડામ દેવાનો નિશ્ચય કર્યો. તેઓએ ચકમકથી દેવતા પાડયો અને ચકમક પાડવાના લોઢાને તેમાં તપાવવા લાગ્યા. એ લોઢાથી મારા પગે ડામ દેવાનો તેમનો નિશ્ચય હતો.

"અગ્નિને અને લાલચોળ લોઢાને જોઈ મારી હિંમત ઓસરી જતી જણાઈ. મેં ભયંકર બૂમ મારી."

[૧૭]

"રાતનો અંધકાર ચારે દિશામાં પથરાયેલો હતો. ભડભડ બળતું તાપણું વનપ્રદેશ પર આછો આછો પ્રકાશ પાથરવા નિરર્થક પ્રયાસ કરતું હતું. આખોય વનવગડો નિર્જન હતો. પક્ષીઓ સુદ્ધાં પોતાના માળામાં નિરાંતની ઊંઘ લેતાં હતાં. કોકવાર દૂર દૂર ઝાડની ડાળ પર બેઠેલું ઘૂવડ એકાદ બે ઘૂઘવાટા નાખી દેતું હતું.

"ડામ દેવા માટે તપાવેલાં લોઢાં ખૂબ લાલચોળ બની ગયાં હતાં. પૂરેપૂરાં તપ્યાં છે કે નહિ એ જોવા તેઓ વારેઘડીએ એને ઊંચાં–નીચાં કરતા હતા. સાથે સાથે તેઓ મારી અનેક જાતની મશ્કરી કરતા હતા. આ મશ્કરીઓ મારા માટે અસહ્ય હતી, છતાં પણ મને એ ખાતરી હતી કે તેઓ મારા દેહનો ખરાબ ભાવનાથી સ્પર્શ સુદ્ધાં કરી શકવાના નથી. ભૂલેચૂકે કોઇ એ રીતે સ્પર્શ કરે તો બુદ્ધાસીંગની ફરસી એનું લોહી પીધા વગર ન છોડે.

"મારો પીછો પકડીને અત્રે આવનાર ત્રણ જણા

હતા. તેઓ થાકેલા જણાતા હતા. સમી સાંજથી વહેં-ચણીની ધમાલમાં બિચારા ખાઇ-પી શકેલા નહિ. તેઓ કંઈ ખાવાનું મળે તેની શોધમાં જ હતા. એટલામાં પાસેના ઝાડ ઉપર કંઇક ખડભડાટ થયો. પક્ષીઓનો વાઘ શકરો-બાજ શિકારે નીકળ્યો હશે. વાઘને જોઈ ગાય જેમ જમીનમાં ગરદન નાખી દે એમ એને જોઈ પક્ષીઓ અધમૂઆં થઈ જાય

" ઝાડ ઉપરના માળામાંથી શકરો-બાજ એક પક્ષી ઉપાડી ગયો. પોતાના સ્વજનના વિરહમાં બધાં પક્ષીઓએ રાતે કાગારોળ મચાવી. પણ આ કાગારોળ જ તેમના મોતની નિમિત્ત બની. તાપણાને વારેઘડીએ સંકોરતા એક જણે એ કાગારોળ સાંભળી અને ચડપ દઈને છલાંગ મારતો તે ત્યાં જઈ પહોંચ્યો.

" એ ત્યાં શા માટે ગયો એની પહેલાં મને ખબર ન પડી, પણ થોડીવારમાં એ હરખાતો હરખાતો હાથમાં કશું લઈને આવ્યો. મેં બારીકીથી જોયું તો એમાં ચાર-પાંચ પોપટ હતા. જોતજોતામાં તો બધાની ડોકી મરડી પાપી પેટની ક્ષુધા સંતોષવા તાપણામાં શેકવા નાખી દીધા.

" ઓ હત્યારાઓ ! મારાથી બૂમ પડાઈ ગઈ. આટલી નિર્દયતા ! કુદરતનાં નિર્દોષ બાલુડાં પ્રત્યે આ અત્યાચાર ! આવા પાપીઓ પાસે કેદ થવા કરતાં સામે મોંએ લડીને મરી જવું બહેતર છે. હું એક કમજોર સ્રી છું એ વાત ભૂલી ગઈ. ભારતની વીરનારીઓની અનુગામી છું; એવો

ખ્યાલ લાવી હૈયે હિંમત બાંધી મેં ધીરે ધીરે ત્યાંથી ખસવા માંડયું.

"પોપટનાં મડદાં ભૂંજીને સહુ ખાઇ રહ્યા હતા. બે કૂતરાઓ પણ તેમાં ભાગ પડાવતા હતા. ધીરે ધીરે થોડે સુધી સરકી જઈ મેં ઊભા થઇ નાસવા માંડયું. પણ પેલા લોકોને તત્કાલ ખબર પડી ગઈ. તેઓ મોટે અવાજે ગાળો દેતા મારી પાછળ પડયા. મેં પણ મારી બહાદુરી બતાવવાનો નિર્ણય કર્યો.

"વનવગડાનો પ્રદેશ બંકી ખીણો ને ટેકરાઓથી ભરપૂર હતો! હું એક ટેકરી પર ચઢી ગઈ અને પથ્થરની આડમાં છુપાઈ ગઈ. ત્રણે જણા જુદીજુદી દિશામાં દોડયા હતા. ભાગ્યયોગે એક, હું જ્યાં હતી તેજ ટેકરી પર આવી પહોંચ્યો.

"રાતના અંધકારભર્યા આકાશ પર અંધારીઆનો ચંદ્રમા મોડો મોડો ઊગતો હતો. કાજળઘેરી દિવાલ પર ચૂનો ધોળાતો હોય તેવો પ્રકાશ સર્વત્ર પથરાઈ રહ્યો હતો. હું જ્યાં છુપાઈ હતી તેની પાસે જ પેલો આવીને ખડો થઈ ગયો. એ ક્ષણવાર ઊભો રહ્યો અને ચારે તરફ નજર નાખી. મેં છુપાવા ઘણો પ્રયત્ન કર્યો પણ પેલાની નજર મારા ઉપર પડી જ ગઈ.

"વધુ ખાતરી માટે એ નજીક આવ્યો. મને તે સ્પષ્ટ જોઈ ગયો અને તરત જ બીજાને બોલાવવા બૂમ પાડતો હતો કે મેં સમય પારખ્યો. એકદમ ઊછળીને એના મોં પર મૂક્કી લગાવી અને જોરથી ધક્કો માર્યો. એ પાપી

ક્ષણવાર પાછો હઠી ગયો. એના દાંતમાંથી લોહી ટપકવા માંડ્યું અને પડતો પડતો એક પથ્થરની શિલાને આધારે બચ્યો.

" સાવધ થતાંની સાથે એણે જંગલી રીંછની જેમ મારા પર ઝાવું માર્યું અને મારા વાળ પકડી લીધા. જીવન અને મૃત્યુ વચ્ચેની આ લડાઇ હતી. મારી નસોમાં વીજળીનો સંચાર થઈ રહ્યો હતો. મારા વાળ જોરથી ખેંચાતા હતા, પણ મને સહેજ પણ પરવા નહોતી. ચકોર બિલાડીની જેમ મેં લાગ જોઈ એની ગરદનની આસપાસ હાથની ચૂડ નાખી દીધી.

" પેલાનો શ્વાસ રૂંધાવા લાગ્યો. એ બહુ બૂરી રીતે હાથથી ને પગથી મને મારતો હતો; પણ મેં નાની લાલ કીડીનો સ્વભાવ ધારણ કર્યો હતો. મરી જવું બહેતર પણ પકડેલું ન મૂકવું. બેમાંથી એકનો નિકાલ થયે જ મારી ચૂડ છૂટવાની હતી. આખરે મારો વિજય થયો. પેલો ગુંગળાઈ ગયો ને કમતાકાત થઇ નીચે પડયો. તરત જ વાઘણની જેમ ચૂડ છોડાવી મેં એને ખૂબ જોરથી પાટુ મારી.

" એ પડછંદ પુરુષ લથડયો. ટેકરા પરથી નીચે ગબડયો. ગરીબ બિલાડીએ મોટા માતંગને પરાસ્ત કર્યો. ચંદ્રના ઝાંખા અજવાળામાં એને નીચે ઊંડે ઊંડે ગબડતો મેં નિહાળ્યો. મેં તો ઇડરિયો ગઢ જીત્યો હતો.

" મારો શ્વાસ સમાતો નહોતો. બે ઘડી તો હું છાતી પર હાથ દાબી બેસી ગઈ."

સોના પોતાની આપવીતીની કથા કહેતી અહીં થોડી વાર થોભી, જાણે વાત કહેતાં પણ થાક લાગ્યો ન હોય!

"સોના, શૂરવીરને પણ શરમાવે તેવી તારી બહાદુરી છે. સ્ત્રીઓને અબળા કોણ કહી શકે? અબળા કહેનારની સામે તને રજૂ કરવી જોઇએ." મેં લાગણીભર્યા શબ્દોમાં કહ્યું.

વાતમાં ને વાતમાં રાતનો ત્રીજો પહોર ખતમ થતો હતો. સોનાંએ પોતાની કથા ઝટ પૂરી કરવાના ઇરાદે આગળ ચલાવ્યું.

"મારો શ્વાસ હેઠો બેસતાં હું ધીરે ધીરે નીચે ઊતરવા લાગી. મને મારા બાળકની ચિંતા હતી. ઘાસમાં કોઈ જાનવર એને હેરાન તો નહીં કરે! એ જાગીને રડવા તો નહિ લાગ્યું હોય. મહામહેનતે રસ્તો નક્કી કરતી, લપાતી છૂપાતી હું એ દિશામાં જવા લાગી. ચંદ્ર તો હવે ઠીક ઠીક આકાશ પર ચઢી આવ્યો હતો ને તેનો પ્રકાશ પણ વધુ સ્પષ્ટ થયો હતો.

"બોડ તરફ પાછાં ફરતાં શિયાળિયાંની છેલ્લી લારી સંભળાતી હતી. પડછંદ જાટને હરાવ્યા પછી મારા શરીરમાં નવા બળનો પ્રવાહ ધસારો કરી રહ્યો હતો. હું ધીરે ધીરે સપાટ જમીન નજીક આવતી જતી હતી. ત્યાં આ મેં શું જોયું?

"જોઇને મારાથી ચીસ પડાઈ ગઈ. મારા બાળકને એક કૂતરો ઢસડતો ઢસડતો ખેંચી જતો હતો. એનો એક

પગ એના મોંમાં હતો ને કૂતરાના રાક્ષસી દાંતોએ તેમાં ખૂંચી જઈને લોહીના રેગાડા વહેવરાવ્યા હતા. મારા લાલની–મારા બાળની આ દુર્દશા ! હું ભાન ભૂલી. શૂધબૂધ બધી વિસરી ગઈ. ચીસો પાડતી કૂતરા પાછળ દોડી.

"બધો ખેલ એક જ મિનિટમાં પૂરો થઈ ગયો. કૂતરાએ મારા બાળકને નીચે મૂકી ભયંકર રીતે ભસવું શરૂ કર્યું; બીજા કૂતરા આવી પહોંચ્યા. યમદેવતાના હાથમાંથી છૂટવું સહેલું, પણ આ રાક્ષસી કૂતરાઓ પાસેથી છટકવું અશક્ય. હું તો મારા બાળકને ઉપાડી લઈ એના પગમાંથી નીકળતા લોહીને લૂછતી છાતીસરસો ચાંપવા લાગી.

"એટલામાં પેલા યમદૂતો જેવા બે જણા આવી પહોંચ્યા. મને મુશ્કેટાટ બાંધી લીધી. મારા બન્ને પગે ડામ દીધા અને ઉચકીને એમના ટોળામાં લઈ ગયા.

"આ પછીનો ઇતિહાસ ખૂબ જ ગમગીન બનાવે તેવો છે. ત્રીજે દિવસે મારા બાળકની ગરદન પર બુદ્ધાસીંગની ફરસી ફરી વળી. એ નવજાત બાળકનું લોહી છાંટી તેણે ધરતી માતાને રીઝવી. હું તે દિવસથી બુદ્ધાસીંગના પ્રાણની ગ્રાહક બની બેઠી હતી. બુદ્ધાસીંગ આ વાત જાણતો હતો. અને તે માટે મને કોઈ સ્થળે વેચી નાખવા માગતો હતો. એ અનેક જાતના ધંધા કરે છે. પોતાની ટુકડીના માણસોને અનેક વેશ લેવામાં કુશળ બનાવ્યા છે, એણે કેટલાયને સતાવ્યા છે, માર્યા છે. મારા જેવી અનેક અબળાઓના નિઃશ્વાસ એની આગળ પાછળ ઘૂમી રહ્યા છે."

સોનાં થોભી. એની વાત પૂરી થતી હતી. એની નાનકડી બન્ને આંખોમાંથી આંસુઓ વહી રહ્યાં હતાં.

જગતનો ચહેરો જોવા જેવો હતો. એ દુનિયાનાં પાપોની કથા કદી સાંભળી શકતો નહિ. જરાપણ અનુચિત કાર્ય લાગતાં નખથી તે શિખ સુધી કાંપવા લાગતો.

" સોના, જીવન–મરણ સુધી તને મારો આશરો છે. એ બુદ્ધાસીંગને શિક્ષા કર્યા વગર નહિ છોડું. કોઈ મદદ નહિ આપે તો એકલે હાથે એને મેદાનમાં ઉતારી બદલો લઈશ. મારું વચન છે. મારી યુવાનીના શપથ છે."

પ્હો ફાટતું જતું હતું. સિપાઈઓને સાવધ કરવાને પરેડમાં હાજર થવાનું બ્યુગલ ફૂંકાઈ રહ્યું હતું. અમે તો ઊંઘ્યા જ નહોતા એટલે જાગવાનું હતું નહિ. ક્ષિતિજ પર સૂર્યનારાયણે કોર કાઢતાં કાઢતાં તો અમને ઉપરી અમલદારનું તેડું આવ્યું.

" બડા સાબ બુલાતા હૈ." એક સિપાઈએ આવીને સૂચના કરી. બડા સાબ એટલે ડકૈતી પોલિસદળનો ઉપરી. અમે તરત જ ઊભા થયા અને સિપાઈની પાછળ પાછળ ચાલ્યા.

બડો સા'બ પરેડના મેદાન પર હતો. અમને ત્રણેને ત્યાં લઈ જવામાં આવ્યા. એણે ખાખી ડ્રેસ પહેર્યો હતો. ઢીંચણ સુધીના ચામડાના હૉલ બૂટ પહેર્યા હતા; અને કમર ઉપર બન્ને બાજુ નાના તમંચા લટકતા હતા.

એ યુરોપિયન હતો. ડાકુઓને પકડવા માટે ખાસ

સ્કોટલેન્ડ યાર્ડમાંથી બોલાવવામાં આવ્યો હતો. આ પ્રદેશમાં ડાકુઓના અત્યંત ઉપદ્રવથી પ્રજા ત્રાસી ગઇ હતી. સરકાર પણ પીછો કરતાં થાકી હતી. આ માટે ગવર્નમેન્ટ પાસે ખૂબ દાદ ફરિયાદ જતાં એણે લંડન લખાણ કર્યું હતું.

યુરોપમાં સ્કોટલેન્ડ યાર્ડ છૂપી પોલિસો અને બહારવટિયા પકડનારા અમલદારો માટે પ્રખ્યાત છે. આ ગોરો સાહેબ કે જેનું નામ મી. બ્રેવ હતું; એ તાજેતરમાં જ ત્યાંથી આવ્યો હતો. હિંદમાં આવતા દરેક અમલદારોની જેમ એણે પણ હિંદની કેટલીક ભાષાઓ વિશે તૂટયું ફૂટયું જ્ઞાન મેળવ્યું હતું; અંગ્રેજી સિવાય બીજી ભાષામાં બહુ ઓછી વાત કરી શકતો, છતાં એ બધી ભાષાઓ સમજતો.

મી. બ્રેવની આકૃતિ ખૂબ ઊંચી હતી, આપણા બાદશાહખાન અબદુલ ગફારખાનના જેટલી; પણ વિશેષતા એટલી હતી કે એ ઊંચાની સાથે સહેજ જાડો પણ હતો. એનું મોં કોઈ પણ મોટા કોળા કરતાં મોટું હતું. અમને પરેડના મેદાન પર લઈ જનાર સિપાઈ વાત કરતો હતો કે:

"સાહેબ છે બહુ જાલિમ! શરીરનું વજન હશે પૂરા પાંચ મણનું, પણ દોડે છે એવો સસલાની જેમ કે અમે તો પાછળ રહી જઈએ. ગમે તેવી ખીણ હોય, ગમે તેવી અંધારી ગુફા હોય પણ ખબર પડી કે અંદર ગુનેગાર છે તો સહુથી પહેલો એ આગળ વધવાનો. નિશાન તો એના બાપનું. માઈલ બે માઈલ છેટેથી એક ભડાકે આદમીને ઉડાડી દે. ઊંઘ તો ચાર કલાકની. અને જરાક સળવળાટ થાય કે ઝટ ખડો થઇ જવાનો. આવા મોટા કેમ્પ સિવાય તો

પોશાક ઉતારવાની વાત શી ? આજ ડ્રેસ પહેર્યો તે કેટ-લીકવાર પંદર દહાડે ઉતારે. દારૂ તો બહુ ઓછો લે ! પણ ખાનારો તો બાપ ગજબ ! ટંકે ટંકે કેટલુંય હજમ કરી જાય !"

"બીજો આપણો પૃથ્વીરાજ ચૌહાણ," જગતે ઉપમા આપી.

"હાજર કરો !" બડા સાહેબનો ઘાંટો સંભળાયો. કાચોપાકો થથરી જાય એવો એ અવાજ હતો.

## મુકાબલો

[૧૮]

બૂડો સાહેબ મેદાનની વચોવચ્ચ ઊભો હતો. ઊગતા સૂર્યની લાલિમાથી એનો ચહેરો ઔર લાલી પકડી રહ્યો હતો. શું એના સ્નાયુ અને શું એની છાતી! બે હાથે બાથ ભરીએ તોય કાબૂમાં ન આવે! અને આથીય વધુ ડરાવે એવી તો એની આંખો હતી. મોટી લીંબુની ફાડ જેવી!

સાહેબે બધો રિપોર્ટ સાંભળી લીધો હતો એટલે વિશેષ વાત ન કરતાં અમને અંગ્રેજીમાં જ પ્રશ્ન કર્યો.

"એ લોકોનું સ્થળ બતાવશો?"

"અલબત્ત, શા માટે નહિ? વધારામાં અમે તેમનો પીછો કરવા પણ તૈયાર છીએ. મુકાબલાનો વખત આવશે તો પણ નહિ ડરીએ."

"અચ્છા, તો બપોરે તૈયાર રહેજો!" બડા સાહેબનું ફરમાન લઇ અમે ચોરે આવ્યા. અમારા બીજા સાથીઓ રાહ જોઇ રહ્યા હતા. અમે ક્યાંય ઉપાધિમાં તો નહિ ફસાયા હોઇએ એની તેઓ ચિંતા કરી રહ્યા હતા. અમને જોતાં

જ સહુ સામે દોડી આવ્યા, ઉપરા ઉપરી અનેક પ્રશ્નો પૂછવા લાગ્યા. વિશેષમાં સોનાંને જોઇ તેમના આશ્ચર્યનો પાર ન રહ્યો.

અમે ઉતાવળે ઉતાવળે બધી વાત કહી દીધી. બપોરે પાછા જવાના છીએ, એ પણ કહી દીધું, ને ભોજન-પાણીથી નિવૃત્ત થવા ઉતાવળ કરવા માંડી. સહુને બધી વાતો વિગતથી જાણવાની ઇંતેજારી હતી; પણ અમે અત્યારે ઉતાવળમાં હતા. મારા હાથના ઘામાં સહેજ કળતર થતું હતું. પણ અત્યારે એનો ખ્યાલ સુદ્ધાં આવે તેમ ન હતો. ઘાસલેટનું પોતું મૂકીને પાટો વીંટી દીધો. ઉતાવળે ભોજન કરી અમે અડધોએક કલાક આરામ લેવા આડા થયા.

આડા થતાંની સાથે જ આંખો મળી ગઈ. ત્યાં તો બ્રાઉન સાહેબના સિપાઈની બૂમે અમારી આંખો ઉઘાડી નાખી. શરીર ઊભું થવાની ના કહેતું હતું, પણ અંતરનો પ્રાણ થનગની રહ્યો હતો. સોનાનું વેર લેવા માટે કુદરતે આપેલી તક જતી કરવા મન માનતું નહોતું.

આંખો ઉપર ખૂબ પાણી છાંટી, કૉફીના બે ઉત્તેજક પ્યાલા ચઢાવી અમે તૈયાર થયા. ટોર્ચ, ખંજર, દોરી, ચાકુ વગેરે લઈ લીધાં. અમને જવાની તૈયારી કરતા જોઈ સોનાએ પણ સાથે આવવાની હઠ લીધી. અમારી સાથે ન આવવા માટે એને ખૂબ સમજાવવી પડી.

જતાં જતાં અમારા સાથીદારોને સોનાંબેનને પ્રાણથી પણ અધિક જાળવવા સૂચના કરી. મોડું થાય તો શોધ કરવા આવવાની પણ ભલામણ કરી અને અમે ઊપડયા.

બળબળતા બપોર. માથે એ પ્રાંતનો અગ્નિ વરસાવતો સૂરજ. રસ્તામાં સગડ મેળવવા માટે પંખી પણ ઊડતું ન જોવાય. બડા સાહેબે સાત સિપાઈ સાથે લીધા હતા. આ કાર્ય તેમની ફરજમાં ન હતું, પણ આવી ગુનેગાર કોમ પાસેથી ઘણું જાણવાનું મેળવી શકાય છે, એવો તેમનો અનુભવ હતો. કેટલીક વાર ડાકુઓને આવા લોકો સાથે ઘણો સંબંધ હોય છે, એટલે બડા સાહેબે આ જોખમ ખેડયું હતું.

બડા સાહેબનો પોશાક વિચિત્ર હતો. ચડ્ડી, હોલબૂટ, હાફકોટ, અને માથે મોટો ટોપ. આપણે ત્યાં આવા ટોપ હજી વપરાવા શરૂ નથી થયા. બાકી ઉનાળા માટે તાપ અને ધૂળથી આંખ અને ચહેરાનું ખૂબ જ રક્ષણ કરે છે. અમે પણ ભવિષ્યમાં આવા ટોપ ખરીદી લેવાનો નિશ્ચય કર્યો.

બેએક કલાક બાદ અમે પેલા રહેઠાણ પાસે પહોંચી ગયા, પણ ત્યાં તો કંઈ પણ નહોતું. સોનાંના ચાલ્યા જવાથી તેઓ ચેતી ગયા હતા અને તે જ વખતે રવાના થઈ ગયા હતા. આ લોકોની ખૂબી એવી હોય છે, કે જરા પણ શક પડતાં જુદા જુદા વહેંચાઈ જાય છે. કોઈ કંઇ ધંધો કરવા માંડે તો કોઇ કંઈ! કોઈ ભીખ માગવા લાગી જાય, કોઈ ઢોર ચારવા રહે, કોઈ રક્તપીતિયા બને, કોઇ સંન્યાસી, સાંઈ બને, કોઈ ટેલિયા; કોઇ વળી કોઇના ઘરનોકરનું કામ અને આ બધા વચ્ચેથી બળ ને બુદ્ધિનો અવતાર બુદ્ધાસીંગ તો બિલકુલ અલોપ થઈ જવાનો.

બધું સ્થળ ખાલીખમ જોઈ અમે સહેજ નિરાશ થયા.

અમને કલ્પના હતી કે આ લોકો આટલા જલદી ઢોર–ઢાંખર સાથે રવાના નહિ થઈ શકે, પણ અમને નિરાશ થતા જોઈ બડો સાહેબ હસી પડયો. એણે ધીરેથી મમતાભર્યા સ્વરે કહ્યું :

"જુવાનો, શું તમે એમ ધારો છો કે તમારો શિકાર તમે ધારો ત્યાં ને તમે ઈચ્છો ત્યારે હાજર મળે." અને એ ફરી ખૂબ જોરથી હસ્યો. કેવું બાળકના જેવું નિર્દોષ ખિલખિલાટ હાસ્ય! આવું હાસ્ય તો બે જણા જ કરી શકે; કાં તો બાળક ને કાં તો રણઘેલો રજપૂત! એનો પ્રેમ અને એનો ગુસ્સો બંને નિખાલસ હતાં.

બડા સાહેબના વ્યંગથી જગતને ખૂબ ખોટું લાગ્યું. એણે છાતી કાઢીને કહ્યું: "સાહેબ, રજપૂતની ખાનદાની છે. દુશ્મનને શોધવા પાતાળ પણ તોડવાની હામ રાખીએ છીએ."

જગતનો જવાબ સાંભળી સાહેબ ખૂશ થયો. એ ઘોડેથી નીચે ઉતરી જગત પાસે આવી એને શાબાશી આપતા કહ્યું : "તુમ ભી સિપાહી, હમ ભી સિપાહી. હમારી તુમારી એક જાત હૈ. હમ તુમારી મર્દાનગી પર ખુશ હૈ. લડકે લોક ઐસે હી જવાંમર્દ હોના ચાહિએ."

સાંજ થતી આવતી હતી ને સૂરજ ઠંડો પડતો જતો હતો. સાહેબે ખિસ્સામાંથી મોટી ફાઉન્ટન પેન કાઢી એક કાગળ ઉપર લખીને સાથેના સિપાહીને પાછો મોકલ્યો. એ સિપાહીને બધા ઘોડા સોંપી અમે સહુ પગપાળા આગળ વધવા તૈયાર થયા. તેણે ધીરેથી કહ્યું :

"હવે જ બહાદુરી બતાવવાની છે. જુઓ ડરશો મા! લડકેલોગ, ડરો તો મારા બન્ને ખીસામાં બેસી જજો. હું તમને ઉપાડી જઈશ." અને સાહેબે ફરીવાર મુક્ત હાસ્ય કર્યું. આ શબ્દો પ્રેમભર્યા હતા. ડાકુઓના દળ ઉપર વાવાઝોડાની માફક તૂટી પડનાર અને ઘાસની જેમ તેમની કત્લ કરનાર આવો સરલ ને સ્નેહી હોય એ અમે આજે જ જાણ્યું.

બડા સાહેબે એકવાર કમર ઉપરથી બંને તમંચા વારાફરતી બહાર કાઢયા અને કારતુસ કાઢીને ખાલી ચલાવી જોયા. બન્ને બરાબર સ્થિતિમાં છે એ ખાતરી થતાં પાછા ભરીને કમર પરની પાકિટમાં મૂકી દીધા. એક વાર બેટરી તપાસી જોઇ, સાથેના અંગરક્ષકે ઉપાડેલી લાંબી નવબારની 'એર ટાઈટ' રાયફલની સલામતી પણ પરખી જોઇ.

છેલ્લે છેલ્લે સિપાઇના ખભા પર લટકતા મોટા થરમાસમાંથી ચા કાઢી એક એક પ્યાલો અમને આપી બાકીની બધી એ ગટગટાવી ગયો. ઘોડા સંભાળનારને કંઈક ધીરેથી કહી એ આગળ વધ્યો. આગળ સાહેબ, પાછળ જગત, પછી હું ને મારી પાછળ ચાર અંગરક્ષકો. અમારી સપ્તર્ષિની ટુકડી પગપાળા આગળ વધી.

સાહેબ ચીલેચીલો જોતો જતો હતો. એ પગેરું પારખવાની કળામાં નિષ્ણાત હતો. જ્યાં ગુંચવાડામાં પડી જતો ત્યાં થોડીવાર થોભી જતો, કંઈક વિચાર કરતો, સાથેના સિપાઈઓને પૂછતો ને આગળ વધતો.

રાત પડતાં પડતાં અમે નરવરથી ઠીક ઠીક દૂર નીકળી

ગયા. અચાનક ક્યાંક તાપણું બળતું જોવાયું. સાહેબે સહેજ ઈશારો કરતાં એક સિપાઇ આગળ આવ્યો, સાહેબે પ્રકાશ તરફ આંગળી ચીંધતાં પેલાને કંઇક હુકમ કર્યો.

તરત પેલો સિપાઇ એ દિશામાં દોડી ગયો. થોડી વારમાં એક જંગલી જેવા માણસને ઘસડતો ઘસડતો આવી પહોંચ્યો. આવતાંની સાથે જ સાહેબે પેલા નિર્દોષ જંગલીને જોરથી તમાચો લગાવી દીધો. રાતની નિર્જનતામાં એ ફડાકાનો પડઘો પડ્યો. સાહેબની આ ક્રૂરતાએ મારા દિલમાં જરા અરેકારો પેદા કર્યો, પણ અત્યારે કંઇ ટીકા થઈ શકે તેમ નહોતી.

તમાચો પડતાંની સાથે જંગલી લથડિયું ખાઈ ગયો. સાહેબે હિન્દુસ્તાનીમાં એક ગાળ સંભળાવી. પેલો સિપાઈ એને પૂછતો હતો.

"બોલ, બુદ્ધાસીંગ કીધર હે."

પણ બોલે એ બે ખાય. એને તો જાણે જીભ જ નથી. સાહેબે બીજો તમાચો રસીદ કર્યો. હવે જંગલી ગભરાઈ ઊઠ્યો. એણે કહી દીધું.

"હજી ઉત્તરમાં ચાલ્યો જાય છે."

આના જવાબમાં પણ ત્રીજો તમાચો લાગ્યો. પેલો બિચારો અધમૂઓ થઈ ગયો હતો. એણે પગ ઉપર પડતાં કહ્યું.

"ઇશ્વરના સોગનથી સાચું કહું છું."

બસ, એની પરીક્ષા થઈ ચૂકી હતી. સાહેબે છાતી

ઉપર લટકતા દિશાયંત્રને જોયું. આપણે ત્યાં તારા જોઈને દિશા નક્કી કરાય છે. સાહેબે યંત્ર જોઈને દિશા નક્કી કરી ઉત્તર તરફનો માર્ગ લીધો. ચંદ્ર આકાશમાં પૂર બહારમાં હતો.

અડધોએક કલાક ચાલ્યા હઈશું, ત્યાં તો સાહેબે પગ ઠોકવા માંડયા. બે બે સિપાઇ બે બાજુ આવી ઊભા રહ્યા. બધા એકદમ ગોઠવણુભેર થઇ ગયા. આગળ દશેક માણસની ટોળી જતી દેખાઈ. ભાગ્ય સારાં કે બધો ચીલો સીધો જ ઊતરતો ગયો. અમે ચીલઝડપ કરી; પણ ત્યાં તો સામેથી કૂતરાના અવાજ સંભળાયા. ચાર મોટા મોટા પથરા અમારા ઉપર આવી પડયા.

થોડીવારમાં સામે જ ત્રણ કૂતરા આવી ઊભા. અજબ ઝનૂનમાં હતા. એમને પાછા હઠાવ્યા વગર કોઇ માર્ગ નહોતો. વીજળીને વેગે સાહેબે કમર પર હાથ નાખ્યો. ધાણી ફૂટે એમ અવાજ થયા ને ત્રણે કૂતરા રામશરણ થયા. તરત જ સાહેબે દોટ મૂકી.

કોઇ એમ ન માને કે અહીં સીધી સડક હતી. ગાડું પણ મહામહેનતે ચાલી શકે તેવો ખાડા–ખડિયાવાળો માર્ગ હતો. ચારે તરફથી અમારા ઉપર પથરાનો વરસાદ વરસી રહ્યો હતો. સહુને ઓછાવત્તા વાગ્યા, પણ અમે એકદમ ઝાડની ઓથ લઈ લીધી.

થોડીવાર બન્ને તરફથી શાન્તિ રહી. એટલામાં એક બાજુથી લાકડાનું તલવાર જેવું કાતરિયું આવ્યું. એક સિપાઈ

જમીન પર લાંબો થઈ ગયો. સાહેબ છલંગ મારી આગળ વધ્યો અને એને ઊંચકીને ઝાડની બે ડાળ વચ્ચે બેસાડી હાથમાં ભરેલો તમંચો રક્ષણ માટે આપી દીધો.

અને બડાસાહેબે અમને સહુને પાછળ આવવા હુકમ કર્યો. એક જ શ્વાસે દોડીને પેલી ટોળી પાસે પહોંચી ગયા. પણ આ શું ? અહીં કશુંય નહોતું. કેવલ દશબાર ઢોર–ઢાંખર હતાં. સાહેબની આંખ ચારે તરફ ફરતી હતી. અચાનક એને થોડે દૂર ઘાસમાં કંઈક સરકતું લાગ્યું. એણે તમંચો ચલાવ્યો, પણ ગોળી એટલે દૂર ન જઈ શકી.

એક છલાંગની સાથે સિપાઈના હાથમાં રહેલી બંદૂક ઉઠાવી એ દોડયો. મોતનો તો જરા જેટલો ડર નહિં. ઘાસમાં સરકતો આદમી બીજો કોઈ નહિ, બુદ્ધાસીંગ હતો. એ ઝનૂનપૂર્વક સામો ઊછળી આવ્યો. નિશાન લેવાય તેવી સ્થિતિ નહોતી. સાહેબે બંદૂક ફેંકી.

બન્ને બાથંબાથ આવી ગયા, જાણે મહાભારતના ભીમ અને કીચકનું યુદ્ધ ચાલ્યું. સિપાઈઓએ આજુબાજુના હુમલા ખાળવા ઓડા બાંધ્યા. જગત સાહેબની મદદે પહોં-ચ્યો. ગોળીથી ઉડાવાય તેમ નહોતું.

એવામાં પાછળથી રીંછની જેવું કોઇ પ્રાણી ધસી આવ્યું. લાગલું જ જગત ઉપર, પણ એનો છરો જગતની પીઠમાં ઘૂસી જાય એ પહેલાં મેં મારા બધા બળથી ઝાલું માર્યું. મારી હથેલીમાં લાંબો લીસરડો પાડતો છરો નીચે પડયો.

રીંછ આકારના પ્રાણીએ ફરીથી કમર પરનો છરો ખેંચ્યો, પણ જગત ચેતી ગયો હતો. આ તરફ સાહેબ અને બુદ્ધાસીંગની સ્થિતિ પણ કટોકટી ભરી હતી. ત્યાં બુદ્ધાસીંગ લથડયો. લથડતાં લથડતાં એણે સાહેબને ધક્કો માર્યો.

બુદ્ધાસીંગ નાઠો. શિકારને નાસતો જોઇ પેલા જંગલી સાથે લડતા જગતે ઘૂમરી ખાધી. સરકીને ચડપ કરતાં બંદૂક ઉઠાવી બુદ્ધાસીંગ પાછળ. આગળ બુદ્ધાસીંગ પાછળ જગત.

આ તરફ સાહેબ પેલા રીંછ જેવા આદમી પર ઊતરી પડયો ને પોતાની દાઝ ત્યાં ઉતારી. એ જંગલી રીંછ જેવો આદમી બીજો કોઇ નહોતો, અમને બુદ્ધાસીંગનો માર્ગ બતાવનાર જંગલી જાટ જ હતો. જગત બુદ્ધાસીંગને પહોંચી શકે તેમ તો નહોતું એણે એક ઊંચા સ્થાને ચડી નિશાન લીધું, બરાબર બુદ્ધાસીંગના પગ પર.

મોટા કડેડાટ સાથે કોઇ ઝાડ તૂટી પડે એમ ટેકરા પાછળ છૂપાવા જતો બુદ્ધાસીંગ જમીન પર ગબડી પડયો. ખેલ ખલાસ.

બડો સાહેબ મદદે આવી પહોંચ્યો ત્યારે જગત નીચે ઉતરી એ તરફ જતો હતો. આ વખતે પાછળથી સાહેબની ટુકડી પણ આવી પહોંચી હતી. ઘણા પકડાયા, ઘણા નાસી ગયા.

બુદ્ધાસીંગને ગાડે ઘાલી અમે પાછા ફર્યા.

આ પછીની કથાના અમારે નિરુપાયે સાક્ષી થવાથી દૂર રહેવું પડયું. મારા હાથનો ઘા વકર્યો અને ત્રીજે દિવસે તાવથી પટકાયો. આ બિમારીએ મને લાંબો વખત ઘેરી રાખ્યો.

મારી સારવારમાંથી જગત નવરો પડયો ત્યારે તેને પાછા ફરવાનો સમય થઈ ગયો હતો. સોનાં બહેનીને લઈને એ શાઝાપુર ચાલ્યો ગયો. મેં મારાં પુસ્તકોને ખંખેરી, ઝાપટી લાંબે દિવસે હાથમાં લીધાં.

આ કથાનો બીજો ભાગ
"એક કદમ આગે!"
જરૂર વાંચો.

